# પારસી સંસાર

# તથા સુધારો.



લખનાર

જેહાંગીર જમશેદજી વીમા

# ખુલાસો.

---

જામે જમશેદમાં જુદે જુદે વખતે છપાયલા વિષયોને અત્રે ભેગા કરવામાં આવ્યા છે. દરએક કોમના વિચારવંત સભાસદોની ફરજ છે કે પોતાની કોમના સંસાર ઉપર નજર રાખવી તથા તેનાં નિતીનાં ધોરણને જેમ બને તેમ ઉંચ બનાવવાને સઘળી લાયક કોશેશો કરવી. વળી જો સંસારની કીશ્તિ આડે માર્ગે જતી માલમ પડે, અને અકસર કરી નિતીનું ધોરણ ઉંચ થવાને બદલે વધારે હલકું થતું જણાય, તો તે બાબદ ઉપર કોમનું ખુલ્લી રીતે લક્ષ ખેંચવું એ પણ એક પવિત્ર ફરજ થઇ પડે છે. આ વિષયો લખનારને પારસી સંસારની જે હાલત માલમ પડી તે ચિતરતારી, તેમાં જણાતી ખામીઓ બહાર પાઠી, તેના ઉપાયો સુચવવાની આ લખાનમાં અદના તજવીજ થઇ છે. કોમના સંસારની નબળી બાજુ તરફ કોમના મોઠા ભાગનું ફક્ત લક્ષ ખેંચાશે તો આ લખાનોની નેમ કેટલેક દરજ્જે બર આવેલી ગણાશે.

છુટા આકારમાં આ વિષયોને પ્રગટ કરવા સારૂ મારા મિત્ર મી૦ ફીરોઝ સોરાબજી ગઝદરને હું આભારી છું.

જે. જ. વીમાદલાલ.

સપ્ટેમ્બર ૧૯૦૭.

# પારસી સંસાર તથા સુધારો.

## ખરો સુધારો શામાં સમાયો છે.

આપણી હાઇ કોર્ટના નવા જડજ જાણીતા મી૰ બીમને સ્ટુડંટસ બ્રધરહુડના ગયા વાર્ષીક મેળાવડા સનમુખ કરેલાં વાંચવાજોગ ભાશણમાં સુધારા (Progress) વીશે નીચલા અમુલ્ય શબ્દો કહયા હતા.

"I suppose that this Society, like the rest of the civilized world, is to a greater or less extent infected with the idea that this is pre-eminently an age of progress, and that among its chief objects should be that of strenuously assisting the stately march of progress. I should heartily applaud that sentiment were I quite sure that we were agreed upon the meaning of progress. In an age of skepticism and negation, it ought to be obvious that progress is out of the question, unless indeed it be wholly unconscious, automatic, evolutionary progress; for until we have made up our minds about the direction we are to take, progress is a word of doubtful import.

. . . . .

"Where the age generally has no convictions of any sort, where it disputes about the need of marching a particular way at all, it is as idle to talk of progress being consciously and beneficially directed, as it would be to stir up an ant's nest and then point to the circling hordes as an example of busy, useful progress. If we are really, sensibly to progress we must be agreed upon our goal. And this is the difficulty of the present day, that most of those who talk most and loudly of progress are at loggerheads as to what they respectively mean."

"બાકીની સુધરેલી દુનીયાની માફક, હું ધારૂ છું કે તમારી મંડળીમાં પણ થોડે યા ઘણે દરજજે આ વીચારોનો ચેપ લાગુ પડયો હશે, કે આ જમાનો સુધારાના જમાના તરીકે મશહુર છે, અને તેથી સુધારાની

દબદબાભરી કુચને ખંતથી મદદ કરવાની તમારી મંડળીની એક મુખ્ય નેમ હોવી જોઇયે. સુધારાનો શો અર્થ છે તે ઉપર જો આપણે એક મત થયા હોઇયે તો આ વીચારોને હું અંતઃકરણથી વખાણીશ. પણ હરેક બાબદમાં શકમંદી જાહેર કરવાના તથા ઘણી અગત્યની બાબદોનો ઇનકાર કરનારા આ જમાનામાં, કુદરતની વૃદ્ધિના પ્રવાહની સાથ જનાર, અંજાણપણે થતા સુધારા સીવાય, બીજો સુધારો થઇ શકે એમ છેજ નહી; કારણ કે જ્યાં સુધી કયે રસ્તે આપણે જવાના છીયે તે રસ્તા વીશે આપણે મનમાં નીશ્ચય કર્યો ન હોય, ત્યાં સુધી સુધારો એ શબ્દ શકમંદ અર્થજ ધરાવી શકે છે.

"જ્યારે આજના જમાનામાં સાધારણ રીતે કોઇ પણ પ્રકારની ચીજો વીશે ખાતરીથી માનવાની હાલતજ આવી નથી, જ્યારે કોઇ પણ અમુક રસ્તે ચાલવાની જરૂર વીશે આજનો જમાનો તકરારજ કરી રહયો છે, ત્યારે જાણીબુજીને ફાયદાકારક સુધારો કરવા વીશે બોલવું ફોકટ છે, જે મીસાલે કીડીનું ઘર ઉખેડી નાખતાં કુંડાળામાં અહીં તહીં ભમતી સેંકડો કીડીઓની હીલચાલોને ઉદ્યોગી ઉપયોગી સુધારો કહેવું ફોકટ છે. જો આપણને ખરેખર, ચોકસાઇથી જાણીબુજીને સુધારો કરવો હોય, તો આપણે કયે છેડે પુગવા માંગયે છીયે તે વીશે આપણને એકમત થવું જોઇયે, અને આજના વખતની મુશ્કેલીજ આ છે કે જેઓ સુધારા વીશે ઘણું બોલે છે તથા ઘણો પોકાર ઉઠાવે છે તેઓ પોતેજ સુધારાનો શું અર્થ કરે છે તે વીશે માંહોમાહે સખત મતફેરી ધરાવે છે."

આ વીચારવંત શબ્દો આપણા ટોળાના ખેરખાહોએ ઘણી સંભાળથી તથા ગંભીરપણે ગોખી તે ઉપર ખાસ મનન કરવું જોઇયે છે. સુધારો શબ્દ એટલો સાધારણ થઇ પડયો છે, સુધારો કરવો એ સારી ચીજ છે આ સીદ્ધાંત એટલું તો દેખીતી રીતે સાચું જણાય છે, સુધારો, વધારો એવા શબ્દો અનેક તરફથી આપણા કાન ઉપર એટલા તો વારંવાર પડે છે, કે સુધારા શબ્દનો ખરો અર્થ સમજવાને યા પુછવાને આપણે થોભતા નથી એટલુંજ નહીં, પણ ઇંગ્રેજી રીતભાતોને અનુસરતા સારા યા નરસા દરેક ફેરફારને સુધારા તરીકે માની લઇયે છીયે.

આ કારણસર આપણને ભાર મુકીને કહેવાની અગત્ય દેખીતી છે કે **હરેક ફેરફાર તે કાંઇ સુધારો નથી.** વાજબી તથા ફાયદાકારક ફેરફારનેજ સુધારો કહેવાઇ શકાય. ઉપર ટપકેના, સપાટી ઉપરના ફેરફારો ઘણી વેળા વાજબી તથા ફાયદાકારક હોવાને બદલે ગેરવાજબી તેમજ હાનીકારક હોય છે.

## "સુધારો" શબ્દના બે અર્થ.

વીચાર કરતાં આપણને માલમ પડે છે કે સુધારો શબ્દ બે જુદી જુદી બાબદોને લાગુ પડે છે. પહેલાં તો માણસની અંદરની ખાસીયતો, નીતીની વલણો, મનશક્તી તથા બી ત્તરનો સંતોષ અને શાંતીના સંબંધમાં સુધારો શબ્દ વાપરી શકાય છે, અને આ સઘળી બાબદો યા તેઓમાંની કોઇએકમાં આગળ વધવાને સુધારો કહેવાઇ શકાય છે. વળી માણસને પોતાને છોડી જે બહારના સંજોગો વચ્ચે તે વસે છે, ખાવા, પીવા, કપડાં પહેરવા, ફરવા હરવાના સંબંધમાં જેવી જાતની તે જીંદગી ગુજારે છે, કુદરતની શક્તી-ઓનો જેટલે પ્રકારે તે ઉપભોગ કરે છે, તેના સંબંધમાં પણ સુધારો શબ્દ વાપરી શકાય છે; અને જીંદગી ગુજારવાની બહારની રીતીઓ અને માણસ-ના ઉપ્યોગમાં આવતી કુદરતની શક્તીઓમાં થતા ફેરફારને પણ સુધારો કહેવાય છે. આ કારણસર જ્યારેબી સુધારો શબ્દ આપણા કાન ઉપર નાંખવામાં આવે ત્યારે તપાસવાની જરૂર જણાય છે કે તે માણસની પોતાની અંદરની હાલતના સંબંધમાં વપરાયો છે, યા માણસના બહારના સંજોગો (Environment) જે વચ્ચે તે વસે છે તેઓના સંબંધમાં વપરાયો છે. આ તફાવત જાળવવાની ખાસ જરૂર છે. કારણ બહારના સંજોગોમાંના ફેરફારો માણસની પોતાની ઉપર જેમ સારી તેમ માઠી બંને અસર કરે છે. માટે બહારના સંજોગોમાં જોકે ફેરફાર યા સુધારો થયો હોય, છતાં તે ફેરફારે માણસની પોતાની ખાસીયતો ઉપર માઠી અસર કરી હોય તો તેને ખરી રીતે સુધારો કહેવાઇ શકાય નહીં. આજના જમાનામાં બહારના સંજોગોના ફેરફારો તથા તેનાથી માણસની પોતાની ઉપર થતી અસરો વચ્ચેનો તફાવત મોટે દરજ્જે ભુલી જવામાં આવે છે એટલુંજ નહીં, પણ ઘણી વેળા બહારના સંજોગો તથા જીંદગી ગુજારવાની રીતીમાં થતા ફેરફારો તરફજ નજર રાખી, તેઓથી તે ફેરફારો કરનાર માણસોની પોતાની ઉપર સારી યા માઠી અસર થાય છે તે તરફ લક્ષ દીધા વીના, ફક્ત સંજોગના ફેરફારોને સુધારા તરીકે લેખવામાં આવે છે. આ ભુલ આપણા જમાનામાં થવાનું ખાસ કારણ છે. આ જમાનો વીદ્યાની શોધોનો જમાનો છે અને થોડાં વર્ષોમાં માણસની જીંદગી ગુજારવાની રીતીઓમાં ઘણો ફેરફાર થયો છે, એટલે માણસના મનની નજર આ બહારના ફેરફારો ઉપર ચોંટી ગઇ છે, અને માણસની પોતાની ખાસીયતો ઉપર તેઓથી થતી અસરવાળું અતી અગત્યનું તત્વ મન આગળ રહેવા પામતું નથી. લગાર વીગતવાર તપાસ કરવાથી આ બાબદ ખુલ્લી થઇ જશે.

# આપણો જમાનો સુધરેલો કાંય છે?

આજના જમાનાને જ્યારે પશ્ચીમ તરફના મુલકોમાં પણ સુધારાનો જમાનો કહેવામાં આવે છે ત્યારે આપણે આમ નથી કહેવા માંગતા કે આગલા જમાનાઓ કરતાં ૧૯ મી તથા ૨૦ મી સદીમાં આપણે વધુ ધાર્મીક, વધુ નીતીમાન, વધુ નેક તથા પરમાર્થી થયા છીયે. આપણે આમ કહેવા માંગયે છીએ કે કુદરતના કાયદાની શોધખોળો આપણા જમાનામાં વધુ થઇ છે, અને માણુસની સગવડોને ખાતર કુદરતની કેટલીક શક્તીઓનો વધુ ઉપ્યોગ આપણે કરવા લાગ્યા છીએ અને તેથી આપણી જીંદગી ગુજારવાની રીતમાં ઘણો ફરક પડી ગયો છે. આપણા બાપ દાદાઓ ઘોડા તથા બેલની મદદથી કલાકના દશ માઇલની ઝડપે મુસાફરી કરતા હતા અને આપણે ૮૦ માઇલની મુસાફરી વરાળ યંત્ર મારફતે કરી શકીયે છીયે માટે આપણો જમાનો સુધરેલો છે. આપણા વડીલો હીંદુસ્તાનથી વીલાયત જવાને ૬ મહીના લેતા હતા અને આપણે બે અઠવાડીયામાં સ્ટીમરો મારફતે આ રસ્તો કાપીયે છીયે માટે આપણો જમાનો સુધરેલો છે. ટેલીગ્રાફીક યંત્રો મારફતે દુનીયાના ઘણા ભાગની ખબરો સેહેજ વખતમાં આપણને પહોંચી જાય છે માટે આપણો જમાનો સુધરેલો છે. આપણા મુરબ્બીઓ દાદરો તથા સીડીઓ ચઢી હાંફતા હાફતા ઉંચાઇએ ચઢતા હતા અને આપણે લીફટમાં બેસી સાહેબ શોખ ઉંચે ઉડીયે છીયે માટે આપણો જમાનો સુધરેલો છે. ઉંચા અને તેથી ઉંચા ૧૨ માળોના અને ૩૨ માળોના ઘરો બંધાવા લાગ્યાં છે, શેહેરે શેહેર મોટાં અને વળી તેથી મોટાં હોટલો હસ્તીમાં આવ્યાં છે, માણસોથી ખેંચાતા પંખાને બદલે વીજળીક પંખા ફરવા લાગ્યા છે, કેરોસીન તેલની બતીઓની જગ્યાએ ગેસ તથા વીજળીની રોશની દીપવા માંડી છે, ઘોડાગાડીની જગ્યા મોટર-કારોએ લીધી છે, મોહોલ્લે મોહોલ્લે ખાવા પીવાના જાહેર ખાતાંઓ વધી ગયાં છે, જગે જગ નાટકશાળાઓ તથા રમુજનાં સાધનો બરપા થયાં છે, મનુશ્યના હાથથી થતાં કામને આપણે સાંચાઓવડે ઘણી ઝડપ તથા સફાઇથી કરવા લાગ્યા છીયે, દેશ દેશની મુસાફરીનાં સાધનો રેલગાડી તથા સ્ટીમરોથી પુરાં પડયાં છે, ટેલીફોન મારફતે દુરથી પણ આપણે એક બીજા સાથ વાતચીત કરી શકીયે છીએ, નવા નવા ઉપાયો તથા દવાઓ વૈદક કળા શોધતી જાય છે અને અનેક પ્રકારે કુદરતના કાયદાઓની શોધો કરી કુદરતની શકતીને આપણા ઉપ્યોગમાં લાવ્યા છીયે, અને તે પ્રમાણે આપણી જીંદગી ગુજરવાની રીત બદલાઇ ગઇ છે, માટે આપણો જમાનો

સુધારાનો જમાનો છે. જે સઘળું દેખાડે છે કે સુધારો શબ્દ ત્યાં માણસની જીંદગી ગુજારવાની રીતને અને નહીં કે માણસની પોતાની ખાસીયતને લાગુ પાડવામાં આવ્યો છે.

આ સઘળી બાબદો આપણે કબુલ કરીશું. પણ તે છતાં સવાલ કરવાને આપણને હક રહેશે કે આ બધા ફેરફારોથી આપણી પોતાની ઉપર શી અસર થઇ છે? શું આપણે પોતે વધુ નીતીમાન તથા ધાર્મીક થયા છીયે. આપણા બધાં વરાળ યંત્રો, ટેલીફોનો, ટેલીગ્રાફો, સ્ટીમરો, સાંચાઓ, દુરબીનો, નવી દવાઓ, વહાડકાપો તથા નવા ઉપાયો અને એવી એક હજાર અને એક નવી શોધખોળોએ આપણી જીંદગી ગુજારવાની રીતીમાં કરેલા ફેરફારથી, માણસ જાતની ખાસીયતો શું સુધરી છે, અને તેના સુખમાં શું ખરો વધારો થવા પામ્યો છે? જો આ બે સવાલોના જવાબો નકારમાં અપાય, આ બધી પ્રખ્યાત શોધો છતાં માણસજાત જો વધુ નીતીમાન તથા વધુ ધાર્મીક ન થઇ હોય, આ સઘળા ફેરફારોએ મનુષ્યનાં સુખમાં ખરેખરો વધારો જો ન કર્યો હોય તો તુરત જવાબ મળશે કે આ ફેરફારોને સુધારાનો શબ્દ લાયક રીતે લાગુ પાડી શકાશે નહી.

આજ વિચારો વિલાયતના મહાન કવિ વિલ્યમ વર્ડસ્વર્થને એક સદી આગમજ સુઝ પડયા હતા અને પોતાના જમાનામાં દાખલ થતા નવા બહારના ફેરફારો વિષે બોલતાં તેણે કહ્યું હતું કે—

> "Then may we ask, though pleased that thought should range
> Amongst the conquests of civility,
> Survives Imagination—to the change
> Superior? Help to virtue does she give:
> If not, O Mortals! better cease to live"

"જો કે સુધારાની ફતેહો વચ્ચે આપણા વિચારો ભમે છે તે માટે આપણે ખુશી છઇએ, છતાં આપણે પુછીશુ 'આ બધા ફેરફારો છતાં આપણી અક્કલ પોતાની શ્રેષ્ટાઇ સાથ હસ્તી ભોગવે છે કે? તેણી નિતીને મદદ આપે છે કે?' જો આમ ન હોય તો, અય માનવીઓ, બેહતર છે કે તમો તમારી જીંદગી ખતમ કરો."

## કહેવાતા સુધારાની વીલાયતમાં અસર.

આપણા આ સુધરેલા જમાનાની ગમે એવી મગરૂરી છતાં, એ સઘળો કહેવાતો સુધારો પશ્ચિમ તરફ પણ બહારની તકલીદી સપાટી ઉપરના ફેરફારો-

માંજ માત્ર સમાયલો છે, અને તેનાથી સપાટીની નીચેની કાયમ તથા અગત્યની બાબદો ઉપર લાભકારક અસર થઇ નથી, આમ કબુલ કર્યા વીના રહેવાતું નથી; અને એ વીચારો વીલાયતમાં અનેક લખનારાઓ વારંવાર જાહેર કરી ગયા છે, તેમજ આ સઘળા સુધારાની સામે સાવચેતીનું રણુ-શીંગડું ફુકી ગયા છે. આ સઘળા સુધારાનું નામ ધારણ કરનાર ફેરફારોથી વીલાયતમાં જીંદગીનું સાધન પુરૂં પાડવું એવું તો મુશકેલ થઇ પડયું છે કે માણુસની હૈયાતીનો સઘળો યા મોટો ભાગ પોતાનું તથા કુટુંબનું પેટ ભરવાના ધસરખોરામાંજ અટવાઇ જાય છે; માણુસના ભીત્તરના ઉંચ ગુણો તથા શક્તીઓ ખીલવવા તથા કેળવવાને તેમજ ખરૂં જ્ઞાન સંપાદન કરવાને અવકાશ યા જોગવાઇ મળતી નથી. એક હાથ ઉપર જીંદગીની હાજતો વધી ગઇ છે, સાદી જીંદગી ઉપરથી ભપકાદાર જીંદગી ઉપર આપણે ઉતરી પડયા છીએ, બીનજરૂરની ચીજો જીંદગીની હાજતો જેવી થઇ પડી છે અને ખર્ચ વધી ગયો છે, જ્યારે બીજા હાથ ઉપર હરીફાઇને લીધે કમાવાનાં સાધનો ઘટ્યાં છે, એટલે હાડમારીભરી, ચીંતાતુર, ફીકરમંદ જીંદગી ગુજારી પોતાનો જન્મ પુરો કરવાની મોટા ભાગને ફરજ પડે છે. પૈસો એક ઠેકાણે થોડા હાથમાં જમાવ થઇ ગયો છે અને બીજે ઠેકાણે ઘણા હાથો ખાલી રહી જવાથી ગરીબાઇ, કંગાળીયત તથા દલીદ્રતાના સાથિઓ દુઃખ તથા અ-સંતોષ જાહેર થયાં છે, અને પૈસા તથા મજુરી (Capital and labour) વચ્ચેના ઝગડાનો સવાલ આજના જમાનાનો મોટામાં મોટો સવાલ થઇ લાગ્યો છે. મન તથા આત્માની શાંતી, રાહત તથા સંતોષ જેમાં ખરૂં સુખ સમાયલુ છે તે પોતાની ગેરહાજરીને માટે જાણીતાં થયાં છે. પશ્ચીમ તરફ એક હાથ ઉપર જેમ સ્ત્રીઓને હદ બહાર છુટ આપવાથી નુકસાનકારક પરીણામો આવ્યાં છે, તેમ બીજા હાથ ઉપર સ્વતંત્રતાના ભુલ ભર્યા વીચારોને આધીન થઇ મરદો સાથ ધંધા ધાપા તથા નોકરી ચાકરીમાં સ્ત્રીઓ પણ હરીફાઇમાં ઉતરવાથી, પગાર તથા આવકનું બજાર ઘટી ગયું છે, માતા તથા ધણીયાણી, ઘરધણી તથા પીતા તરીકેની અમુલ્ય તથા અતુલ્ય ફરજો બજાવવાને જેમ સાધનો તેમ નીતીના સનાયુઓની ગેરહાજરી જાહેર થઇ છે, અને પરીણામે લગ્નના પવીત્ર ગાંઠના જોડાણો કમી થવાથી ધીક્કારવાજોગ, હેવાન્યત અનીતી પોતાનાં પગલાં આગળ ભરે છે. દુનીયાની સાધારણ બાબદો સીવાય વધુ અગત્યની તથા પાયદાર બાબદો ઉપર લક્ષ આપવાનો અવકાશ ન હોવાથી માણસોના વીચારો સાંકડા તથા તેમની ઇચ્છાઓ નીચ પંક્તીની થઇ છે, અને બહારની સપાટી તરફ નેગાહ કરી ભીત્તરની સંગીનતાને બાજુએ

રાખવાનો ગુણ જાહેર થયો છે. કવી વર્ડસ્વર્થના શબ્દો આપણને યાદ આવ્યા છે :—

Now our life is only drest
For show; mean handywork of craftsman, cook,
Or groom! we must run glittering like a brook,
In the open sunshine or we are unblest.
The wealthiest man among us is the best.
No grandeur now in nature or in book
Delights us. Rapine, avarice, expense,
This is idolatry, and these we adore,
Plain living & high thinking are no more.

"હમણાં આપણી જીંદગી ફક્ત દેખાવ કરવાનેજ સણગારવામાં આવે છે, અને આપણા દરજીઓ, ઘોડાવાળાઓ તથા બાવરચીઓની નીચ બનાવટનું તે પુતળું થઇ પડી છે. એક પાણીના ઝરાની માફક જો આપણે ખુલ્લાં તડકામાં ચળકતા થઇ દોડીયે નહીં તો આપણે દુખી થઇ જઇયે છીયે. આપણામાં જે સર્વેથી પૈસાવાળો છે તેજ સર્વેથી સરસ ગણાય છે. કુદરત અથવા સાહીત્યનો દબદબો આપણને ખુશી કરતો નથી. લોભ, લાલચ તથા ખોટા ખરચોની આપણે મુરતી બનાવી તેની પુજા કરીયે છીયે. સાદી જીંદગી તથા ઉમદા વીચારની હાલત હાલમાં ગુમ થઇ ગઇ છે."

આવા મામલાથી સંસારમાં, માણસની તન્દરોસ્તીના સંબંધમાં, રાજદ્વારી બાબદોમાં જાહેર થયલાં આ માઠાં પરીણામોએ વીલાયતમાં એવું તો મોટું સ્વરૂપ પકડયું છે કે એ બધાં પરીણામોના ઉપાયો યોજવામાં મોટે ભાગે માણસની મનશક્તિ વપરાવા માંડી છે, જ્યારે તેનાં કારણો શોધી તે કારણો દુર કરવાની બાબદ નજર આગળથી ઘણો ભાગ દુર રહી જાય છે. જુદી જુદી જાતના દરદોના ઉપાયો શોધવામાં જેટલી મહેનત થાય છે તથા જેટલા ગ્રંથો લખાય છે તેમાનો સોમો ભાગ પણ દરદો થતાંજ અટકાવવા અને તન્દરોસ્તી જાળવવાના નીયમો લાયક રીતે બહાર પાડવાને માટે લખાતો નથી. આપણી આ સુધરેલી જીંદગીમાં એટલાં તો નાસુરો પડયાં છે કે તે કાપી કહાડવાના કામમાં આપણ સઘળા રોકાઇ ગયા છીયે, અને તે નાસુરો થવાના કારણો શોધી તે કારણોનો અટકાવ કરવાને જેમ આપણને વખત મળતો નથી, તેમ તે ઉપર આપણું લક્ષ પણ ખેંચાતું નથી. આપણો આ કહેવાતો સુધરેલો જમાનો બહુ ટુંકી નજરનો થઇ ગયો છે. આટલું તો ચોક્કસ છે કે સામાન્ય રીતે નીતીનું ધોરણ જો ન હોય અને મનુષ્ય જાતમાં મનની રાહત, શાંતી તથા સંતોશ જેમાં ખરૂં સુખ છે તેમાં વધારો

થયો નહીં હોય તો આપણો આ પુકારાતો સુધારો પોકળજ છે. પણ આટલેથીજ નહીં અટકતાં આ છાપરે છાપરેથી ઉચ્ચારાતા સુધારાએ જો અનીતીને ઉત્તેજન આપ્યું હોય અને દુઃખ તથા અસંતોશ, ગરીબાઇ તથા દલીદ્રતા ટાલવાને બદલે વધારી હોય તો તે સુધારો પોકળ છે એટલુજ નહીં પણ કેવળ નુકસાનકારક તથા હાનીકરતા છે આમ કબુલ્યા વીના ચાલતું નથી. આપણી એલ્ફીનસ્ટન કોલેજના પ્રીનસીપલ મેકમીલને "સુખની વૃદ્ધિ" ( Promotion of Happiness ) નામની કેતાબમાં માણસની જીંદગીના સંબંધમાં હાલને વખતે જાહેર થતી સઘળી બાબદો તપાસી, ધર્મ તથા નીતીનેજ સુખનાં ખરાં સાધનો તરીકે ઓળખાવ્યાં છે. જો કોઇબી પ્રકારના ફેરફારો આ અમુલ્ય સાધનોને કમી કરે તો તે ફેરફારો ને સફેદ સુધારાનું નહીં પણ કાળા કુધારાનું નામ ખરેખર ઘટે છે. આ વીચારો વેલાયતના કેટલાક વીચારવંત શખસોના મન ઉપર એવા તો ઠસ્યા છે કે એડવર્ડ કારપેન્ટર નામના જાણીતા કવી તથા લેખકે આ કહેવાતા સુધારાને એક દરદ લેખી તે દરદનો ઉપાય કેમ કરવો તે વીશે "સુધારો, તેનું કારણ તથા તેનો ઉપાય" (Civilization, its cause and cure) નામની ચોપડી લખી છે. વેલાયતમાં ત્યારે આપણા ગોરા જાતભાઇઓ આ જાતના ફેરફારોથી જો આવી અફસોસકારક ગતીએ પહોંચ્યા હોય, તો તેવીજ રીતના ફેરફારોને સુધારાને નામે, પારસીઓની જુદાજ ધોરણ ઉપર રચાયલી તથા બંધાયલી કોમમાં બેધડક આવકાર દઇ દાખલ કરવાને બદલે, તેઓને નુકસાનકારક બલા તરીકે સ્વીકારી, તેઓથી બહારની ચળકતી બાજુએ નહી પણ ભીતરની પોકળ તથા સડેલી બાજુએ જોઇ, તેઓથી જેમ બને તેમ દુર રહેવાની આપણે દરએકે તજવીજ કરવી જોઇયે.

## હાલના પારસીઓ સુધરેલા કાંય છે?

પણ અત્રે તો મામલો જુદોજ દેખાય છે. રાજકરતી કોમને "સુધરેલી" કોમ તરીકે તથા વીલાયત તરફના મુલકોને "સુધરેલા" મુલકો તરીકે આપણે માની લીધા છે, અને તેથી તે કોમમાં તથા તે મુલકોમાં જેબી રીતભાતો, સંસારી રીવાજો, જીંદગી ભોગવવાની રીતીઓ આપણને જણાય છે તેને વગર વીચારે બાઝી પડી તતકાળ અખત્યાર કરી આપણે અંતઃકરણમાં તેમજ જાહેર પ્રજા સનમુખ મગરૂરી લઇયે છીયે કે અમો પારસીઓમાં સુધારો ઘણો આગળ વધ્યો છે!

થોડાંક વરસની વાત ઉપરના પારસી સંસારને આપણે જંગલી કહેવા લાગ્યા છીયે અને આજની આપણી હાલતને સુધરેલી હાલત ગણીયે છીયે એ

તો ઠીકજ છે. પણ અત્રે વળી પાછો આપણે સવાલ કરીશું કે આપણી કોમમાં સુધારો થયો આમ જ્યારે આપણે બોલીયે છીયે, આમ જ્યારે આપણે વીચારીયે છીયે, અને આમ વીચારી આપણે જ્યારે મગરૂરી લઇયે છીયે, ત્યારે આપણે શી બાબદોનો ખ્યાલ કરીયે છીયે? તે બાબદો ઉપર-ટપકેની, સપાટી ઉપરની, પોશાકને લગતી, બહારના ફેરફારોને લગતી જીંદગી ગુજારવાની રીતીને લગતી છે, કે મનુશ્યની અંદરનાં નીતીના અમુલ્ય તત્વ તથા આત્મીક ઉંડાણને લગતી છે? જવાબ આપવો મુશકેલ નથી. આપણા બાપદાદા ઘરના સાધારણ પોશાક સાથે જમીન ઉપર બેસી કેળના પાતરામાં યા પીતળના ખુમચામાં ખાણું ખાતા હતા અને આપણે ફુલ ડ્રેસ સહીત મેજ ઉપર છરી કાંટા સાથ ખાણું લઇએ છીયે માટે આપણે સુધરી ગયા છીયે. આપણા બાપદાદાઓ અલેચાની ઇજાર, ચુંઇની ડગલી તથા ચાંચના જોડા પહેરતા હતા અને આપણે બનાતના સુટો, નેકટાઇ, કોલરો તથા વેલાતી બુટો પહેરીયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે. આપણા બાપદાદાઓ પવનચક્કીપર સાદરી બીછાવી દામ, ચોપટ, સેતરંજ તથા પીસનીકોટ રમતા હતા અને આજે આપણે તંબુઓમાં તથા મકાનોમાં બીલીયર્ડ તથા વીસ્ટ રમીયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે. આપણા બાપદાદાઓ મવડાંનો જાત જાતનો દારૂ ફુલ્યાં તથા કાંસયામાં પીતા હતા તથા કાદવના ઘડીઆમાં તાડીની છાકો મારતા હતા અને આપણે વીસ્કી, બ્રાન્ડીના ટંબલરો તથા હોક, શેમ્પીનના ગ્લાસો ઉડાવીયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે. આગલા જમાનામાં પુરૂષો માથું બોડાવી ગોટાજેવું બનાવતા તેને બદલે આપણે મોટા બાલ રાખી ભાતભાતના સેંટાઓ પાડીયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે. આપણી મમાઇ બપાઇઓ કપાળ સુધી માથુઆતું બાંધતી હતી અને આજે આપણી બાનુઓ ઉકમાઇ સાથ માથું ઉંઘાડું રાખી ફરે છે માટે આપણે સુધરી ગયા છીયે. આપણા છોકરાઓ ગીલ્લી દાંડાને બદલે ક્રીકેટ, ટેનીસ રમે છે માટે આપણે સુધરી ગયા છીયે. આપણી બાનુઓ ઓવરણા લેવાને બદલે કોરટ કરટસી કરવા, તથા ગરબા ગાવાને બદલે મરદો સાથ ડેનસ કરવા શીખી છે માટે આપણે સુધરી ગયા છીયે! આપણી બાનુઓને હાલના વખતમાં મરદો સાથ ભેળાવાની આગલા જમાના કરતાં વધુ છુટ આપીયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે. આગળ બળદના રેહંકલામાં પડદા નાખીને આપણાં બૈરાંઓ બેસતાં હતાં જ્યારે હાલ મરદોથી ભરાયલી ખીચોખીચ ત્રામમાં તેઓ બેસતાં અચકાતાં નથી એટલે આપણે સુધરી ગયા છીયે. આ

સઘળું દેખાડે છે કે સુધારો શબ્દ આપણે મોટે ભાગે બહારના ફેરફારો તથા જીંદગી ગુજારવાની રીતના સંબંધમાં વાપરીયે છીયે.

વળી કેટલીક બાબદોમાં આ બહારના ફેરફારો આગળ વધવાને બદલે પાછળ જવા જેવા દેખાય છે એ પણ ખુલ્લું છે. દાખલા તરીકે આપણા બાપદાદાઓ નવાં વર્ષને દીવસે વાડીએ જઇ નસીબ અજમાવવા પાસા ફેંકતા હતા અને આપણે ઇંગ્રેજોની માફક દરરોજ નેપ, બ્રેગ, તથા બીલીયર્ડ-માં જુગાર રમીયે છીયે એટલે આપણે સુધરી ગયા છીયે! સવારના ઉઠીને આપણા અસલી નીઆગાનો કુસ્તી કરી, ખુદાની યાદ કરી, મોહડું સાફ કરી ચા પીતા હતા, તેને બદલે આપણે આખી રાતનાં બંધ રહેલાં નજીસ મોહોડે બીછાના ઉંપરજ ચાનું કપ લઇયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે! આગલા જમાનાની આપણી નીઆગાન બાનુઓ સુખે દુખે જાતી-ભોગ આપી પારપડોશીને રાત દીવસ મદદ કરતી હતી પણ આજની આપણી બાનુ તેને ઘરે વીલાયતી એટીકેટ પ્રમાણે પાંચ મીનીટ મળી આવી સંતોષ પકડે છે માટે આપણે સુધરી ગયા છીયે! આગલા જમાનાના આપણા વડીલો સવારે માથવાણી ભણી ખુદાની એબાદત કરતા હતા તેને બદલે આપણે સવારના પહોરમાં ન્યુસપેપરોનાં પાના ઉથલાવ્યે છીયે, ઘોડે-સ્વાર થઇ ફરવા જઇયે છીયે, યા જીમખાનામાં ટેનીસ રમીયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે! આગલી પારસી માતાઓ પોતાનાં બચ્ચાંઓને ઉછેરવા ખાતર રાત દીવસ ઝહેમત ખેંચતી હતી અને હાલની માતાઓ આ સઘળું કામ ભાડુતી આયાઓને સોંપી બીછાના ઉપર અજેટાઇ નોવેલો વાંચે છે માટે આપણે સુધરી ગયા છીયે! આપણા મુરબ્બીઓ મહીનાના ચાર હમકારાને દીવસે આતશબેહેરામમાં બંદગી કરતા હતા, તેને બદલે મહીનાના ચાર સનીવારે આપણે નાટકમાં જઇયે છીયે માટે આપણે સુધરી ગયા છીયે! આગલા જમાનાની આપણી બાનુઓ પારકા મરદોની સંગતમા નીચી આંખો રાખી, શરમાળપણે મર્યાદા સાથ વર્તતી હતી, તેને બદલે આપણી આજની બાનુઓ બે ઘોડાની ધમ ધમ કરતી જોડીની ગાડીમાં તતરબંધ કપડાં પહેરી, ખડી કમરે મરદોને મર્યાદા વીના ડોળા ઘુરકતી જાય છે માટે આપણે સુધરી ગયા છીયે! મોહોડામાં હાથ નાખવો આપણા ધર્મથી વીરૂધ છે તથા એકે મોહો લગાડી પીધેલાં વાસણને સાફ કર્યા વીના બીજાએ પીવું ગુનાહભર્યું છે, આવા વીચારથી જે સુગડાઇ આપણા બાપ-દાદાઓ જાળવતા હતા તે છોડી મોહોમાં કારણ વીના હાથ નાખી, અઈીતાં ગલાસોમાં પાણી પી નજીસ્ટા વધારીયે છીયે માટે આપણે સુધરી ગયા

છીયે! આપણા બાપદાદાઓ દાતણ કરવા ઉપર ખાસ લક્ષ આપી સફાઇદાર દાંત દેખાડતા હતા પણ આપણે બીડી ફુંકી કાળા દાંતો તથા વાસ મારતું મોહો સામા ધણી સનમુખ રજુ કર્યે છીયે માટે આપણે સુધરી ગયા છૈયે! કેટલીક વેળા કહેવામાં આવે છે કે વેલાયત જવું અને ત્યાંની હવા દમમાં લેવી એજ એક કેળવણી છે! અને "સુધરેલા" ઓ તરફથી કહેવામાં આવે છે કે પારસીઓ વધુ સંખ્યામાં વેલાયત જાય તો કોમને લાભ થયા વીના રહે નહીં. મુસાફરીના ફાયદા કોઇ ના પાડી શકતું નથી પણ મુસાફરી, મુસાફરીમાં ફેર છે. વેલાયત જઇ ત્યાંની બહારની ચળકતી ચાઇચાઇઓ જોઇ આવવી, તેઓની જીંદગી ગુજારવાની રીતીઓને સારાં નરસાનું તોલ કરયા વીના અખત્યાર કર્યા જવું અને તે રીતીઓથી ત્યાંની મંડળીના ઉંડાણમાં કેવા સડાઓ પેડા છે તથા વિચારવંત ઇગ્રેજો તે માટે કેટલા આતુર છે તે તરફ લક્ષ ન આપવું, આપણી પોતાની રીતીઓને વીચાર કર્યા વીના તુચ્છકારી કહાડવી તથા તેના ફાયદાઓ ઉપર ધ્યાન નહી દેવું, આ જો વેલાવતની મુસાફરીનું પરીણામ આવતું હોય તો તેની મુસાફરી જેટલી ઓછી થાય તેટલીજ સારી છે. અને મોટે ભાગે આપણા પારસી મુસાફરો વેલાયત જઇ આવી બહારની ઈંગ્રેજી રીતભાતો અખત્યાર કરવા ઉપરાંત વધુ સંગીન કાંઇ પણ કરી બતાવતા નથી એ વાત ના પાડી શકાવાની નથી. વીલાયતની મુસાફરી તો બાજુએ રહી પણ જ્યારે સુધારાની ટોંચે પોહોંચવા તથા આપણી કોમનું તારણ કરવા (salvation) માટે આપણાં "સુધરેલા" વાજીંત્ર "The Parsee" નાં બાનુઓની કોલમમાં આપણી કોમની છોડીઓની ચામડીને બને તેટલી ગોરી બનાવવાનો રામબાણ ઇલાજ સુચવવામાં આવે છે ત્યારે આ કહેવાતા સુધારાની આપણી હવાઇ કુચ કેટલે દરજ્જે પોકળ તથા ખાલી છે તથા આપણા સુધારા વીશેના વીચારો કેવા પોલા છે તે સાફ જણાઇ આવે છે. એકવાર ફરી વર્ડસ્વર્થ કવીના શબ્દો આપણા કાનમાં ગણગણે છે "આપણા દરજીઓ, ઘોડાવાળાઓ તથા બાવરચીઓના નીચ હુન્નરો આપણી જીંદગી બનાવે છે, આપણામાં જે પૈસાવાલા છે તેજ સરવેથી સરસ છે, કુદરત તથા સાહીત્યમાંનો દબદબો આપણને ખુશ કરતો નથી. લોભ, લાલચ તથા ખોટા ખરચોની આપણે મુર્તી બનાવી તેને પુંજીયે છીયે. **સાદી જીંદગી તથા ઉમદા વીચાર** (plain living and high thinking)ની હાલત હાલમાં ગુમ થઇ ગઇ છે." અફસોસ કે તેને બદલે "ભપકાદાર જીંદગી તથા પોકળ વીચારો " high living and plain thinking" આપણો મુદ્રાલેખ થઇ પડયો છે!

## એક અગત્યનો ખુલાસો.

અત્રે એક ખુલાસો કરવાની જરૂર છે. આપણે આમ કહેતા નથી કે ઉપર વર્ણવેલા સઘળા ફેરફારો નુકસાનકારક છે, આપણે આમ નથી કહેતા કે પશ્ચીમ તરફની રીતભાતના સમાગમમાં આવ્યાથી આપણને લાભો થયા નથી. ના, આપણામાં ઘણુએક સારા ફેરફારો થવા પામ્યા છે, ઘણીએક રીતે આપણે આગળ વધ્યા છીયે, વીદ્યા શીખવામાં, ગાયનકળા, ચીત્રકળા ઇત્યાદીના હુન્નરોમાં અને બીજી કેટલીક બાબદમાં આપણે બેશક સુધર્યા છીયે. આ વાત કોઇથી ના પાડી શકાતી નથી. વળી આપણું કહેવું આમ પણ નથી કે જીંદગી ગુજારવાની રીતીમાં વખતના વહેવા સાથ આપણી કોમમાં થોડે દરજજે પણ ફેરફારો થવા જોઇયે નહી. આપણે આમ નથી કહેતા કે હાલના પારસીએ દરેક રીતે ૨૫ યા ૫૦ વરસની ઉપરના પારસીની માફકજ જીંદગી ગુજારવી જોઇયે. ના, પોશાક, ખોરાક, ઘરબાર વીગેરે બાબદોમાં વખત જવે **લાયક** ફેરફારો થવાજ જોઇયે એમાં સંદેહ નથી. પણ આપણે જે કહેવા માગીયે છીયે તે આજ કે આવા ફેરફારો સુધારાની સંજ્ઞામાં ત્યારેજ આવી શકે કે જ્યારે તેઓ નીતીનું ધોરણ વધારતા હોય, સાચી ધાર્મીક લાગણીને ઉલટ આપતા હોય, આપણી કોમની વૃદ્ધિ સંગીન પાયા ઉપર કરતા હોય, આપણી કોમની સામાન્ય હાલતને વધુ સુખી બનાવતા હોય. આવા ફેરફારો થયા છે, થવા જોઇયે અને થતા જશે. તેમાંના કેટલાકોએ માણસની ખાસીયતો ઉપર કાંઇ નહીં જેવી અસર કીધી છે, અને કરશે, અને તેવા ફેરફારો ઉપર ઝાઝુ લક્ષ આપવાની જરૂર નથી. બીજા કેટલાકોએ કોમની ખાસીયતો સુધારી છે અને સુધારશે અને તેવાઓને સુધારાની ઉપમાં આપી અખત્યાર કરવા ઘટે છે. વળી ઘણાએક ફેરફારોએ કોમની ખાસીયતો તેમજ તેનાં નીતીનાં ધોરણ તથા સુખ ઉપર માઠી અસર ઉપજાવી છે તથા ઉપજાવશે, માટે તેને નુકસાનકારક તથા હાનીકરતા લેખી તેનાથી દુર રહેવાની સાવચેતી વાપરવાની અતીશય જરૂર છે, આમે કબુલ કર્યા વીના પણ રહેવાશે નહીં. અને ત્યારે સવાલ ઉત્પન્ન થાય છે કે સામાન્ય રીતે લેતાં છેલ્લા થોડાંક વરસો થયાં પશ્ચીમ તરફના લોકોનાં સમાગમમાં આવ્યાથી આપણી કોમની જીંદગી ગુજારવાની રીતમાં જે ફેરફારો થયા છે તેઓએ સારાં પરીણામો આણ્યાં છે યા નહીં. કારણ આ બધા ફેરફારોનું ખરૂં તોલ તેઓએ આપણા આચાર વીચારો, આપણાં નીતીનાં ધોરણ તથા આપણી કોમના સામાન્ય સુખ ઉપર સામટી રીતે શી અસર કરી છે તે ઉપરથીજ થઇ શકશે.

આ અસર જો ફાયદાકારક હોય તો આ ફેરફારોથી સામાન્ય રીતે આપણે ખરેખર સુધરયા છીએ અને તેથી તે ફેરફારોને સુધારાનું નામ ઘટે છે, પણ આ અસર જો સામટી રીતે નુકસાનકારક હોય તો આ ફેરફારોએ આપણને બગાડયા છે અને તેથી એ ફેરફારોને સુધારાનું નહીં પણ બગાડાનું નામ વધુ લાયક થઇ પડે છે અને તેઓથી દુર રહેવાનું વધુ જરૂરનું છે.

આ અતી અગતયના સવાલનો જવાબ આપવા હાલની આપણી કોમની સ્થીતી તરફ જોવાની જરૂર છે. પશ્ચીમ તરફના મુલકોમાં જીંદગી ગુજારવાની રીતીમાં જે ફેરફારો થયા છે તેનાથી ઉપજેલાં માઠાં પરીણામો આજે જગજાહેર છે, અને તે ઉપર વારંવાર કેતાબો લખાય છે, તેમજ ચોપાનીઆંઓ, માસીકો વગેરે મારફતે નુકતેચીની થાય છે. થોડા વખત ઉપરજ આ બાબદની બહુ વીગતવાર તપાસ કરી એક ઇંગ્રેજ ગ્રહસ્થે ઘણાં વોલ્યુમોનું Life and Labour નામનું એક મોટું પુસ્તક બહાર પાડયું છે. આ માઠા પરીણામો વીલાયતમાં જેટલે દરજજે જાહેર થયાં છે તેટલે દરજજે નહીં તો કમી દરજજે પણ આપણી કોમમાં જાહેર થયાં છે યા નહીં તે જોવા આપણને આંખ ખેંચવાની જરૂર નથી, કારણ તે પરીણામો આપણી આંખો આગળ ડોળા ધુરકતાં ઉભાં છે અને તેઓ વીશે વારંવાર નુકતેચીની તથા ફરીઆદ જાહેર છાપામાં સર્વેના વાંચવામાં આવે છે. આ કહેવાતા સુધારાનાં પરીણામોમાં નીચલા પરીણામો મુખ્ય છે.

## કહેવાતા સુધારાનાં દેખીતા પરિણામો.

(૧.) આપણા પાક ધરમ તરફ લોકોની બેદરકારી તથા કમઆસથા થઇ છે અને તે કારણથી માણસના વીચાર, વચન તથા કાર્યો ઉપર ધર્મ જે અંકુશ રાખે છે તે અકુંશ ઘણે દરજજે દુર થયો છે. માનવાને કાંઇક કારણ મળે છે કે આ અંકુશ દુર કરવાને ખાતરજ આ બેદરકારી જાહેર થઇ છે. કેટલેક દરજજે ટુંક ભંડોળનું આ પરીણામ છે, એટલે "અધુરો ઘડો છલકાય ઘણો" તેમ પાશ્ચાત વીદ્યાની બારાખડી જાણી તથા કેટલીક ચોપડીઓ ભરડી યુનીવર્સીટીની એકાદ ડીગ્રીનું પુછડું વળગાવ્યું એટલે સર્વજ્ઞ થઇ ગયા, અને જેટલું કોલેજમાં ભણ્યા તેમાંજ સઘળું આવી ગયું એવાં અભીમાનમાં મસ્ત બનવાનો સમય આવ્યો છે. ધર્મનાં સીદ્ધાંતો જાણી તે ઉપર વાજબી મનન કરી, તેના પુરાવામાં આતમજ્ઞાન તથા આજની વીદ્યા કયાં સુધી જાય છે તે સઘળાનું પાકટ જ્ઞાન મેળવવા પછી, ધર્મની બાબદમાં મત ઉચરાય તો તે લાયક ગણાય; પણ ધર્મની કાંઇએ ખબર નહીં અને વીદ્યાની સેહેજસાજ ખબર, એવી હાલતમાં ધરમ તરફ બેદરકાર બનવું

એ ઠપકાને પાત્ર છે. માણસની જીંદગીમાં બહારનાં દુન્યવી ખેંચાણો તથા અંદરના હવસો, વીકારો તથા જુસ્સાઓ એ બેથી બચી જઇ તેઓ ઉપર કાબુ મેળવવાને ધર્મ અગત્યનો ભાગ ભજવે છે. કારણ તે માણસને કરણી-નો કાયદો શીખવી, પોતે જે વીચારશે, બોલશે યા કરશે તે માટે આયંદે જવાબદાર રહેશે આમ જણાવે છે. અને આ જવાબદારી સમજ-વાથી તથા અંતઃકરણમાં માનવાથી માણસ પોતાની નબળી ઇચ્છાઓ ઉપર કાબુ રાખવા શીખે છે, તથા દુન્યાની લાલચો સામે ટક્કર ઝીલે છે. એક સાચો ધાર્મીક માણસ ધણોખરો શાંત, સબુરીવાળો, નેક, પોતા ઉપર કાબુ ધરાવનારો તથા પરગજુ હોય છે, જ્યારે સાધારણ રીતે ધર્મ વીનાનો પુરૂષ આકળો, ઉતાવળો, એકલપેટો તથા મોજમજાહમાં ગરક થયલો હોય છે. જે કોમમાં ધર્મ તરફ બેદરકારી હોય તથા ધર્મ જે ઉંડી બાબદો શીખવે છે તે તરફ લક્ષ ન અપાતું હોય, તે કોમમાં સામાન્ય રીતે અનીતીનો વધારો માલમ પડશે. આગલા વખતનું ધર્મ ઉપરનું યકીન આજની ફેરવાયલી જીંદગીમાં જતું રહ્યું છે અને આજે તો પરમેશ્વરને બદલે પૈસો પુજાય છે; બેહેસ્તનાં ખરાં સુખને બદલે પોકળ શારીરીક મોજમજાહોની તલબ થાય છે, ભવીશ્યનો વીચાર કર્યા વીના વર્તમાનકાળમાં જે ખાધું, પીધુ, પહેર્યું તથા વાપર્યું તે ઉપરજ સઘળું લક્ષ દેવાય છે. પરીણામે જીંદગી પોકળ, કાળી તથા અર્થ વીનાની થઇ જાય છે અને સેહેજવારમાં આપઘાતનો માયાવી આશરો લેવો પડે છે. સહનશીળતા, સબુરી તથા સંતોશ ગેરહાજર છે અને ચીંતા, દોડધામ તથા અસંતોશ આપણા અંતઃકરણનાં સીંહાસન ઉપર બીરાજી રાજ્ય કરી રહ્યાં છે.

(૨) સાદી, સફાઇદાર તથા સંગીન જીંદગી ઉપરથી ખરચાળ, ભપ-કાભરી તથા પોકળ જીંદગી ઉપર આપણે ઉતરી પડયા છીયે. જીંદગીની હાજતો વધી ગઇ છે. જે ચીજો આગલા જમાનામાં કોઇકવાર ભોગવવામાં આવતી હતી તે ચીજો આજે જરૂરની થઇ પડી છે અને તેઓની ગેરહા-જરીમાં જીંદગીની એક ખરી હાજતની ગેરહાજરી થઇ હોય તે પ્રમાણે માણસ દુખી થવા લાગયાં છે. અસલના વખતમાં ખોરાક સાદો હતો, દાળ, રોટલી ઉપર શુકરાના કરવામાં આવતા હતા, હાલમાં અનેક વાનીઓ તથા ગીસ્ટાનોની જરૂર થઇ પડી છે. અસલ પોશાક સાદો હતો આજે તે ભપકાભર્યો તથા ખરચાળ થઇ પડયો છે, કપડાં કરતાં સીલાઇ મોંઘી થઇ છે. બાનુના એક બદાંઆનની ૬૦ રૂપીઆ જેટલી સીલાઇ અપાયલી આપણા કાને આવે છે એટલુંજ નહીં પણ દરજીઓ સાદાં કપડાં સીવવાને

ના પાડવા લાગયા છે, કારણ તેમાં તે લોકોને લુમકા ખાવાના મળતા નથી. અસલના ટકાઉ કપડાંને બદલે ચકચકીત પણ થોડા વખતમાં ફાટી જાય એવાં કપડાં વપરાય છે. ફેશનનો ફેરાવન દઇત્ય આપણાં માથામાં ભરાઇ તેને ગોળ ગોળ ફેરવ્યા કરે છે અને દેખાદેખીથી તવંગરની પાછળ ગરીબો તણાય છે. ઘર સંસારના કામમાં આપણા બાનુઓ ઓછોને ઓછો ભાગ લેવા લાગ્યાં છે અને તેથી જે કામ અસલ પોતે કરતાં હતાં તે સારૂ હાલ ભાડુતી નોકરોની જરૂર થઇ પડી છે, પારસી ઘરોમાં લાલાઓ તથા આયાઓની ભરતી દીનપરદીન થતી જાય છે. આપણી બાનુઓ અસલના વખતની ચપળ તથા શયાણી જીંદગીને બદલે હાલના વખતમાં અયાશી તથા મોજીલી જીંદગી ગુજારે છે. આ કારણોથી ઘરબારના ખરચો વધી ગયા છે. અને હરીફાઇ વધવાને લીધે આવક ઘટી છે એટલે લગન કરવા આગમજ પરણનાર છોકરો પોતાની બાયડી રીત કેટલી લાવે છે તે તરફ પહેલાં જુએ છે. પોતાના ખભાની મેહેનતથી બાયડીનું પોંશણ કરવાને તે હામ ભીડી શકતો નથી. તેણીની સાડીઓ, પોલકાઓ તથા બુટોના ખરચો, તેમજ સુફી તથા લીલી આયાઓના પગારો તથા તેણીના ફરવા હરવાના તથા ખાવા પીવાના, નાટક વીગેરેના મોજશોખો પુરા પાડવા સારૂ જોઇતો રૂપીઆ, આના, પાઇનો દારૂગોળો તેણી પોતેજ લેતી આવે એવું તેણીનો ભવીસ્યનો ભરથાર ઇચ્છે છે.

(૩) આ અને બીજાં કારણોથી ગરબાઇ વધી છે. મોટે ભગે કમાઇને ખાવા જેવી હાલત થઇ ગઇ છે. અને દાખલાઓ નોંધાયા છે જેમાં ૨૦૦ યા ૩૦૦ રૂપીઆ દર માસે કમાનાર શખ્શના મરણ વેળા તેનાં મરણ ખરચ કરવાને પણ પૈસા તે પોતાની પાછળ મુકી ગયલો જણાતો નથી. કોમમાં ભીખારીઓની સંખ્યા વધી છે અને પારસી કોમની પોતામાં કોઇ ભીખારી નહીં હોવાની આગલી મગરૂરી જમીનદોસ્ત થઇ છે.

(૪.) જ્યાં ત્યાંથી મોજ શોખની તથા ઓછી મેહેનત તથા જોખમદારીની જીંદગી ગુજારવા સારૂ લગન તરફ લક્ષ અપાતું નથી. તેમજ બાનુઓની જીંદગી ખરચાળુ થઇ પડવાથી છોકરાઓની લગન કરવાની હીંમત એકાએક થતી નથી. આ કારણોસર લગનનું પ્રમાણ ઘટયું છે એટલે કોમની સંખ્યાને પણ ધોકો પુગવા લાગ્યો છે, અનીતીનો વધારો થયો છે અને વગર પરણેલી મોટી છોકરીઓ જેમ માબાપની ઉપર એક બોજા સમાન થઇ છે તેમ તેઓની કુમારી જીંદગીએ માંબાપોની જીંદગીને દુખી બનાવી છે.

(૫.) સ્વતંત્રતાના ભુલભર્યા વીચારો ફેલાવા લાગ્યા છે. દર એક જણ પોતાનીજ સંભાળ લેવા લાગ્યો છે અને માબાપ, ભાઇ બેન, કુટુંબકબીલા તરફની ફરજો બજાવવામાં લોકો પછાત પડે છે. બાયડી પરણીને સસરાની દોલતે જમાઇ બાવા વીલાયત જઇ પાસ થઇ આવ્યા કે પછી બાયડીની યા સસરાની દરકાર કરતા નથી. બાપના હજારો રૂપીઆ ખરચાવી વીલાયતમાં શીખી આવનારા છોકરાઓ બાપ તરફ ઝાંખીને જોતા પણ નથી. ઘરનો છોકરો પરણ્યો એટલે બાપના કુટુંબની સાથે રહેવાને બદલે છુટો થવા માંડે છે અને આ પ્રમાણે સાથે રહેવાથી એકજ ઘર ચલાવવામાં જે ખરચનો ઉગાળો થાય તેનો કોમને લાભ મળવાને બદલે બે, ત્રણ યા ચાર જુદા જુદા ઘરો મંડાઇ દરએક ઠેકાણે કમાઇને ખાવાનો હાથથી મોહોડાં જેવો સોદો થઇ પડયો છે. બીજાનાં મતને માન આપવાને બદલે પોતાંનાં મતની વીરૂદ્ધ જનારા તરફ તીરસ્કાર બતાવવામાં આવે છે. વડીલો, બુઝરગો, નીઆગાનો તરફ જોઇતું માન ગેરહાજર છે અને હુંપણાનો અહંકાર ચોતરફ હોહોકાર કરી રહ્યા છે. કવી પોપના શબ્દો આપણને લાગુ પડે છે કે

> "We think our father's fools, so wise we grow,
> Our wiser sons will doubtless think us so."

"આપણે એટલા દાહપણદોજી થઇ પડયા છીએ કે આપણા બાપદાદાઓને બેવકુફો લેખ્યે છીએ. આપણા વધુ દહાપણવાળા છોકરાઓ બેશક આપણને બેવકુફ ગણશે."

આ ખોટી સ્વતંત્રતાને સબબે કુટુંબના સભાસદો વચ્ચેનો પ્યાર કમી થયો છે એટલુંજ નહીં પણ કોમની ઐકયતા (Solidarity) માં પણ ભંગ પડયો છે. જ્યાં સૌ કોઇ પોતપોતાનું ફોડવામાંજ રોકાયા હોય, જ્યાં માબાપ, સગાં વહાલાં યા કુટુંબીઓના હકો પણ ભુલાઇ જવાય ત્યાં આખી કોમના લાભો માટે વળી વીચાર કેટલો રહે? પરીણામે જેમ આજનો પારસી પોતાના ધર્મ તરફ તેમ કેટલેક દરજજે કોમનાં ભલાં તરફ બેદરકાર બન્યો છે. પરગજુ પરમાર્થને બદલે સ્વલાભ સાચવનારો સ્વાર્થ રાજ્ય કરે છે.

(૬.) સ્ત્રી જાતને વધુ છુટ આપવાથી ભયંકર પરીણામો આવયાં છે. જે કોમ પોતામાં બદપેશો કરનાર સ્ત્રીઓની ગેરહાજરી માટે વાજબી રીતે મગરૂર હતી તે કોમની આજે શું ગતી થઇ છે? આબરૂદાર કુટુંબની કુમારીકાઓ હલકી વરણના મરદો સાથ નાસી જવાના દાખલાઓ બન્યા જાય છે. લગનનાં પવીત્ર

ગાંઠની મોતેબરી આગળના જેવી સચવાતી નથી અને સેહેજ કારણોસર કુટુંબની એકયતામાં ભંગાણુ પડવાં લાગ્યાં છે. કોમળ વયની છોડીઓ નીશાળે જઇ ઇંગ્રેજી ભાશામાં સાધારણ વાતચીજ કરતાં શીખી અને સેહેજસાજ ઉપર ટપકેનું જ્ઞાન મેળવ્યું એટલે છલકાઇ જઇ, ઘરની સાધારણ ફરજો બજાવવાનું પોતાના મોભાથી ઉતરતું ગણે છે અને માબાપને મદદગાર થવાને બદલે તેઓ ઉપર વધુ બોજો નાખે છે એટલુંજ નહી, પણ તેવણને બારીસટર, સોલીસીટર તથા ડાકટર સીવાયના બીજા પતીઓ પંસદ પણ આવતા નથી. ભવીષ્યમાં માતા તથા ઘરધણીયાણી તરીકેની જે પવીત્ર ફરજો તેઓએ બજાવવી જોઇયે તે વીશે તેઓ કાંઇ પણ જ્ઞાન મેળવતી નથી, ધર્મ યા નીતીના સબકો તેઓ જોઇયે તેવા ગ્રહણ કરતી નથી, એટલે છાલકી કેળવણી તેઓમાં છાલકાપણું ઉતપન કરે એ સવભાવીક છે અને જયાં ધરમ તથા નીતીની શીક્ષણની ગેરહાજરી અને મરદો સાથ વધુ ભેળાવાનું છુટાપણું ત્યાં પછી છકેલપણું તથા અનીતી જાહેર થાય એમાં નવાઇ શાની?

## પારસી સંસારમાં પેવસ થયલા સડાનાં કારણો.

ઉપર વરણવેલાં પરીણામો કેટલેક દરજજે હાલમાં આપણી કોમમાં જાહેર થવા લાગ્યાં છે એમાં સંદેહ નથી એટલે તેના કારણો શોધવાની જરૂર છે, જે આ પ્રમાણે જણાય છે.

## ખામીભરી કેળવણી.

અસલના વખતમાં પારસી માબાપો પોતાનાં છોકરાંઓને યુકલીદ, હીસતરી, એલજીબ્રા વગેરે બાબદો નહીં શીખવતા હશે પણ તેઓ નાનપણથી બચ્ચાંઓને ધરમની કેળવણી આપતાં હતાં, ખુદાની યાદ કરવા, રોજની નીત્ય ક્રીયાઓ કરવા, આતશ બેહેરામ અગયારીમાં જઇ બંદગી કરવા, સફાઇ તથા સુઘડાઇ જાળવવા શીખવતા હતા, છોકરાંઓને ખુદાનો દર નાનપણથી આપતાં હતાં, ખુદાનો ન્યાય કામ કરે છે અને "કરશો તેવુ ભોગવશો" એનો ખ્યાલ બચગીથી કુમળાં મગજોમાં ઠસાવતાં હતાં. આજના માબાપો ધર્મની કેળવણી તરફ કાંઇએ લક્ષ આપતાં નથી. તેઓના મનમાં નીશાળની સાધારણ કેળવણી એટલી અગતયની જણાય છે કે જો કોઇ ઉત્તમ લાગણીવાળા શીક્ષકો ધરમ સંબંધી કેળવણી આપવાની જોગવાઇ કરે છે, તો માબાપો કહેવરાવે છે કે હમારાં છોકરાંનો વખત ખાલી રોકશે માટે અમો તે કલાસમાં તેઓને બેસાડીશું નહી! સાહીત્ય, ઇતીહાસ યા ગણીતને લગતી ચોપડીઓ પાછળ પઇસા ખરચવામાં આજના માબાપો બહાદુર છે, પણ જો કોઇક શાળામાંથી ધરમ સંબંધી કોઇ

ચોપડીઓ માટે થોડા આના મંગાવવામાં આવ્યા હોય તો માબાપોનાં ગજવાંને તે બોજો ભારી પડે છે! ટુંકી નજરનાં અય જરથોસ્તી માબાપો! કેમ તમો ભુલી જાવો છો કે ગમે એવી મનની કેળવણી છતાં ધરમ તરફથી મળેલી નીતીની સંગીન કેળવણી તમો તમારાં બચાંને ન આપશો તો તેનાં પરીણામે દુરગુણોજ તમારાં બાળકોમાં ખીલેલા રહેશે અને સદ્દગુણોની ગેર-હાજરી માલમ પડશે? પોકળ બાબદોમાં ઈંગ્રેજોની વાંદર નકલ કરનારા અય પારસી માતપીતાઓ! ઈંગ્રેજી શાળાઓમાં તેઓનાં બચાંઓને ધરમ સંબંધી કેળવણી આપવામાં આવે છે તે સંગીન બાબદમાં તમો તેઓની નકલ કેમ નથી કરતા? ૮૦૦ વરસની વાત ઉપર વીલીયમ ધી કોનકરરે વેલાયતમાં શું કરયું, કમબરલેંડના કાઉંટીમાં કયાં કયાં શેહેરો આવયાં છે એવી એવી બીનઅગત્યની બાબદો પાછળ પઇસા ખરચવા તઇયાર થાવો છો તથા તમાંરા બચ્ચાઓનાં મગજો તે ઉપર ઘસાવો છો, છતાં માણસ પોતાની કરણીને માટે જોખમદાર છે, સચાઇ, પ્રમાણીકપણું, અશોઇથીજ માણસને જેબ મલે છે, હુમત, હુખત તથા હુવરશત આપણી કોમની નીતીનો મુદ્રાલેખ છે, એવી એવી સંગીન બાબદોના સંબંધમાં થોડાક પઇસા ખરચેલા તમને ભારી પડે છે અને તમારાં બચ્ચાંનો વખત ખાલી ગુમાય છે? કયાં છે ધરમ માટે, ખરી ધારમીક લાગણી માટે તથા નીતીની વલણો માટે તમારો પ્યાર, તમારો ચાહ, તમારી સમજ? ઘરમાંતો તમો ધરમની કેળવણી આપતા નથી પણ નીશાળમાં વટીક તે કેળવણી મળતી હોય તો તે તરફ તમો અણગમો બતલાવો છો? જેમ ધરમની બાબદમાં તેમ નીતીની બાબદમાં પણ કાંઇ નહી જેવી કેળવણી ઘરે તેમજ નીશાળે દેવામાં આવે છે. નીશાળમાંથી તુરતના ઘરે જતા છોકરાઓના મોંહમાંથી બીભીષ્ટ શબ્દો નીકળતા આપણે સમજી કમકમયે છીયે. મનની ખીલવણી થાય છે પણ તેની સાથે ધારમીક લાગણીની તથા નીતીની ખીલવણી ન થવાથી અંહકાર, અભીમાન, છકેલપણું તથા છાલકાપણું, અને અનીતીના ગુણો ઉભરાઇ આવે તેમા અજાયબી શાની? દરેક બાળક નરસા ગુણોનો જથો પોતા સાથ લઇ જનમે છે તે ગુણોને દાબી દેવાની તજવીજ ઘરમાં યા નીશાળમાં કરવાને બદલે તેઓને ખુશાલ ઉગી નીકળવા દેવામાં. આવે છે. ગમે એવો બુધીવાન પુરૂશ નીતીની ગેરહાજરીમાં તથા ધારમીક લાગણી નહી ધરાવવે પોતાની બાહોશીનો સ્વાથી ઉપયોગજ કરવાનો, અને કુટુંબ, કોમ યા દેશને કાંઇએ કામ ન લાગવાનો. જ્યારે સાધારણ બુધીનો પણ નીતીવાન તથા ધારમીક પુરૂશ બીજાઓને ખરેજ ઉપયોગી થઇ પડવાનો. ધરમ તથા નીતીની કેળવણીની ગેરહાજરીમાં મનની કેળવણી નુકશાનકારક થઇ પડી છે એમાં અજાયબ થવા જેવું નથી.

## રોગીષ્ટ સ્વતંત્રાથી બગડેલો પારસી સંસાર.

(૨.) છુટાપણાના બેહુંદા વીચારો. ખરૂં છુટાપણું શું છે તે સમજયા વીના દરએક બાબદમાં બહારનું છુટાપણું ભોગવવાની ઉલટ મોટું નુકસાન ઉપજાવે છે. થોડાં વરસ ઉપરના આપણા સુધારકો ઇંગ્રેજી રીતભાતોની નકલ કરવાની હોંસમાં "છુટાપણું, છુટાપણું"ના પોકારમાં મસત બની ગયા ખરા, પણ ખરૂં છુટાપણું શું છે તે તેઓએ સમજવાની ઝાઝી તજવીજ કરી નહી. છુટાપણાં શબ્દને આશરે કેવાં કરપીણ કામો દુનીયાં-માં થયાં છે? ફ્રાન્સ દેશમાં ફ્રેંચ રેવોલ્યુશન થયું તે વેળાએ કમકમાટ-ભર્યાં રોજીંદાં ખુનો જે થતાં હતાં તેબી છુટાપણાંના પોકાર સાથેજ થતાં હતાં તે આપણને કયાં ખબર નથી? આપણા આ સુધારકો ભુલી ગયા કે ઇંગ્રેજી રાહરસમો એકદમ આપણી કોમમાં દાખલ કરવામાં ગંભીર ભયો સમાયલા છે. આપણા આ સુધારકોએ ઇંગ્રેજી રીતભાતોને સપાટી ઉપર-થીજ તપાસી પણ તેના ભીતરમાં જે સડો લાગેલો હતો તે તે લોકો બરાબર જોઇ શકયા નહી. જયાં સુધી એક મરદ યા સ્ત્રીએ પોતાના ભીતરના હવસો તથા જુસ્સાઓ ઉપર કાબુ મેળવ્યો નથી, ત્યાં સુધી તેની ઉપર ધર્મના, કાયદાના, પ્રજા મતના, અને એવા બીજા અનેક બહારના આંકોશોની જરૂર છે. એક વેળા તેણે પોતાની અંદરના આ દરૂજોને તાબે કરયા તો પછી આ આંકોશો તેને માટે અગત્યના નથી. પણ તે હાલતે આપણામાંના કેટલાઓ પુગ્યા છીયે? અને તે હાલતે પુગવા આગમજ, અંતઃકરણમાં જયારે લોભ, ગુસ્સો, કીનો, કપટ, હવસ, જેવી લાગણીઓ ઉછાળા મારતી હોય, તે વેળાએ ઉપલા આંકોશો છુટાપણાને નામે ખેંચી લેવા એ એક ઘોડાને કેળવવા આગમજ તેની લગામ તથા તેનાં મોંહમાની બીટ કહાડી નાખવા બરાબર છે. ધર્મની લાગણીનો આંકોશ, માબાપોની ધાકનો આંકોશ, પારપાડોશીઓનાં મતનો આંકોશ એ સઘળાંઓને ઉપાડી લેવાથી આજે આપણામાં છાકટ છુટાપણું, અધર્મી છેલપણું ઉભરી આવ્યું છે. આજે એક રોગીષ્ટ સ્વતંત્રતા આપણામાં જાહેર થઇ છે. એ કાંઇ છુટાપણું નથી, એ કાંઇ સ્વતંત્રતા નથી, એ તો ખરાબમાં ખરાબ, નીચમાં નીચ ગુલામ-ગીરી છે. ઉપલા વાજબી આંકોશો આપણે કહાડી નાખ્યા હશે પણ તે નીકળવાથી ઔર આપણે કામ ક્રોધના કેદી, બદીઓના બંધીવાન, ગુસ્સાના ગુલામ, નપ્ટાઇના નોકર, ફાંટાઓના ફરમાબરદાર, હવસોના હજુરયા, તથા તેંહકરાઇના તાબેદાર બન્યા છઇએ. આગલો પારસી ધાર્મીક ઝનુનને તાબે હતો, આજે આપણે આપણા જીગરમાં રહેતાં અગ્રેમેન્યુશનાં અસરોને

આધીન છીયે. આગલો પારસી સુદરેહ કુશ્તીની તાબેદારી કરતો હતો, આજનો પારસી નેકતાઇ કોલરની ગુલામગીરી કરે છે. આગલો પારસી આતશબેહરામ અગીયારીને વશ હતો, આજનો પારસી કલબ, જીમખાનાને તાબે હશે. બરાબર વીચાર કરતાં માલમ પડશે કે આ કહેવાતું છુટાપણું ફકત નામનુંજ છે, તેમાંબી જબુન ગુલામગીરી સમાયલી છે, એટલુંજ નહી પણ આ છુટાપણાના સાહયા હેઠળ આપણે આપણા વીકારોને છુટ આપવા માંગ્યે છીયે. ખરૂં છુટાપણું આપણા પોતાના હવસો, નબળી ઇચ્છાઓ તથા વીકારો ઉપર કાબુ મેળવવામાં છે, નહી કે તેઓની ઉપર આંકોશ રાખનારા બાધોમાંથી મુકત થઇ આ નીચ લાગણીઓના ફરમાબરદાર રહેવામાં. મહાત્મા ગૌતમ બુદ્ધના શબ્દો આપણને યાદ આવે છે.

"Though a man conquer a thousand, thousand men in battle, a greater conqueror still is he who conquers himself."

"દશ લાખ માણુસોને લડાઇમાં જીતી લેનાર શુરવીરના કરતાં જે કોઇ પોતાનેજ જીતે છે તે વધુ બળવાન શુરવીર ગણાવો જોઇયે."

છુટાપણું માંગનાર શખસે તે છુટાપણું ભોગવવાને પોતે લાયક છે એમ પહેલાં દેખાડવું જોઇયે છે. એક નવા ઘોડાનું મોહ શરૂઆતમાં ખુબ સંભાળથી બાંધી લેવામાં આવે છે અને જયારે તે પોતાના હાંકનારને તાબે થાય છે ત્યારેજ કેટલાંએક બંધનોમાંથી તેને મુકત કરવામાં આવે છે. છેવટે જયારે પોતાના ધણીને દરએક મરજીને તે શરણ થવા શીખે છે ત્યારેજ સરકસના ઘોડાની માફક તે ઘણાખરા આંકોશોમાંથી છુટો થાય છે. બીજા હાથ ઉપર પોતાના ફાંટાઓ ઉપર કાબુ રાખવાની આગમજ તેની ઉપરના આંકોશો જો કહાડી નાંખવામાં આવે તો તે પોતાને તેમજ બીજાઓને નુકસાન પહોંચાડે છે. જેમ તે વધુ ફાંટાઓ તથા જુસ્સાઓ દેખાડે છે તેમ તેની ઉપર વધુ જંજીરોની બાધ પડે છે, અને જેમ તે પોતાના ધણીની સમજુ તથા ઉંચ મનશક્તિને તાબેદાર રહે છે તેમ તેમ તે બહારના બંધનોથી રાહત પામે છે. એક નીશાળના છોકરાઓના બાબમાં પણ આજ કાયદો કામ કરતો જણાશે. જે છોકરાઓ વધુ તોફાની હશે તથા પોતાની મસ્તીખોર લાગણીઓને કાબુમાં ન રાખતા હશે તેઓ ઉપર ચમચમતી સોટીઓ, લાંબા લાંબા ઇમપોઝીશનો, પૈસાના દંડો, બાંક ઉપર ઉભા રહેવાની શીક્ષાઓ વગેરે અનેક આંકોશો રાખવા પડશે, જયારે જે નીશાળિયાઓ સમજુ તથા પોતાની નાદાન લાગણીઓ ઉપર કાબુ રાખનારા

હશે તેઓ ઉપર બહારનો કાબુ ઓછો રહેશે. હવે આ હાલતે પુગ્યા આગમજ જો તેઓ ઉપરથી બહારના કાબુઓ કહાડી નાખવામાં આવે તો તેઓ પોતે જેમ કેળવણીમાં પછાત રહે તેમ નીશાળને તથા માબાપોને પણ નુકસાન પહોંચાડે.

એક બંદીખાનામાં પણ એજ કાયદો અમલમાં મુકાતો આપણે જોઇયે છીયે. જે કેદીઓ ખરાબ વર્તણુકના બીન તાબેદાર તથા બળવાખોર હોય છે તેઓને ભારી સાંકળોના વજનો ઉંચકવાં પડે છે, છાતીતોડ મહેનત કલાકો સુધી કરવી પડે છે તથા અંધારી ઓરડીઓ જ્યાં રોશનીનું એક કીરણ જઇ શકે નહી તેમાં એકલા ગોંધાઇ રહેવું પડે છે. પણ જે બંદીવાન તાબેદાર, તથા સારી ચાલચલણ દેખાડે છે તેનું કેદખાનું આસાન તથા ટુકું થાય છે અને તેને બીજા કેદીઓ ઉપર સરસાઇ આપવામાં આવે છે. હવે કેદીઓ આ પ્રમાણે ફરમાબરદાર થવા આગમજ જો ઉપલા આંકોશો કહાડી નખાય તો કેદખાનામાં બળવાખોરોનું રાજ્ય થઇ બધે ખુના મરકી થઇ જાય. જે દેશ યા શહેરમાં ચોક્કસ ગુનાહો ઘણા હશે ત્યાં તે ગુનાહ કરનારાઓ માટે ઘણી દેખરેખ તથા સખત શીક્ષા નીર્માણ થયલી હશે. પણ જ્યાં તે ગુનાહ નહી થતો હશે ત્યાં આવા આંકોશોની જરૂર રહેશે નહી. તેમજ વળી તેવી નીર્દોષ હાલતે આવવા આગમજ જો તે આંકોશો કોઇ દેશ યા શેહેરમાંથી નીકળી જાય તો તે દેશ યા શેહેરમાં ફીસાદ ઉત્પન્ન થઇ સંપૂર્ણ ઘોંટાળા તથા સર્વે પ્રકારના અંધકાર ફેલાયા વીના રહેશે નહી. વીચાર કરવે માલમ પડશે કે આજ નીયમો કોમના બંધારણને પણ લાગુ પડવા જોઇયે. કોમમાં જ્યાં સુધી નીતીનું ધોરણ ઘણું ઉંચ થયું ન હોય ત્યાં સુધી ધર્મના, કાયદાના, પ્રજામતના અને એવા બીજા આંકોશોની જરૂર છે. જ્યારે તેવા આંકોશ વીના પણ નીતીનું ઉંચ ધોરણ જાળવી શકાય એવી હાલત થાય ત્યારેજ તે આંકોશો બીન જરૂરના થઇ પડે છે. વળી તે હાલતે આવવા આગમજ આવા આંકોશોને દુર કરવાથી અનીતીના દરજ્જો છડે ચોક જાહેર થઇ જાય છે અને કામ, ક્રોધ, લોભ, છાલકાપણું, હવસ વીગેરે દુર્ગુણો ખુલ્લી રીતે પ્રગટી નીકળી કોમને આબાદીની રોશન શીખર ઉપરથી બરબાદીની અંધારી ખીણમાં ગબડાવી પાડે છે. ખરૂં છુટાપણું આ આંકોશોની ગેરહાજરીમાં મળતું નથી, ખરૂં છુટાપણું તે આંકોશોના અમલનીજ બહાર રહેવાથી મળે છે. ઇન્ડીયન પીનલકોડની ૫૦૦ થી વધુ કલમો આપણી ઉપર દીન અને રાત્રે ખડી ઉભી છે. છતાં તેનો બોજો સુધરેલાં માણુસોને લેશભાર પણ લાગતો નથી, કારણ તેઓની વર્તણુક કુદરતીજ એમાંની કોઇબી કલમ-

નો ભંગ કરતી નથી. આ કલમોનો આંકોશ તેનેજ લાગે છે કે જેના મનમાં કલમોનો ભંગ કરવાની વલણ રહી ગઇ હોય છે. તેજ પ્રમાણે આ અનીતીની વિરૂદ્ધના આંકોશો જે શખસ કુદરતીજ તે અનીતીઓથી દુર હોય તેને કાંઇ પણ બોજા તરીકે લાગતા નથી. પણ જેના જીગરમાં ઠાલી મોજશોખોમા લીન થવાની તથા ઇંદ્રીઓના ભોગો ભોગવવાની નબળી ઇચ્છાઓ ઉછાળા મારતી હોય છે તેને આવા અંકુશો અતી ભારી લાગે છે અને તે તેઓથી દુર થવાને ઇચ્છે છે. તેના નીતીના સનાયુઓ સંગીન થયા ન હોય, તેની આગમજ આ અંકુશો કહાડી નાખવાથી, હાલની આપણી હાલતમાં એક ફટકે પીનલકોડને રદ કરવાથી જે ગુચવાડો તથા તોફાન મચી રહે, તેવો ગુચવાડો તથા તોફાન મચ્યા વીના રહે નહી.

આપણી કોમમાં આ ગુંચવાડો તથા તોફાનનાં ચીન્હો બરાબર જાહેર થવા લાગ્યાં છે તે દેખાડે છે કે વખત આવવા આગમજ અંકુશો ખેંચી લેવાયા છે, છુટાપણું ભોગવવાને લાયક થવા આગમજ તે આપણને મલ્યું છે. અને લાયક આંકોશો પાછા કાયમ કરવાની અવસ્ય જરૂર છે, છુટાપણાની ઇચ્છા રાખનારે યાદ રાખવુ જોઇયે કે .

"Stone walls do not a prison make, nor iron bars a cage."

"પથ્થરની દીવાલથીજ કાંઇ બંદીખાનું થતું નથી, યા લોખંડના સળીયાથીજ કાંઇ પીંજરૂં બનતું નથી," મગર છુટા રહેવું યા બંદીવાન બનવું એ મનની હાલત ઉપર આધાર રાખે છે. જેનું મન સ્વચ્છ, અંતઃકરણ પાક તથા વીચારો સુદ્ધ છે તે સર્વ પ્રકારે છુટો છે, તે એક નાનકડી ઝુંપડીમાં રહેતો હોય તો ભલે પણ તે ખુદાઇ ખુશાલીની ખુલ્લી હવામાં હરદમ ખુશનુદ છે. જ્યારે જેનું મન અસ્વચ્છ, અંતઃકરણ નાપાક તથા વીચારો અશુદ્ધ છે તે સર્વ રીતે બંધાયલો છે, તે મોટામાં મોટા મેહેલમાં રહેતો હોય તો શું થયું, આખર કરો તો તે ગલીચ ગનાહ્માંનોના ગંદા ગારમાં ગીરફતાર છે.

## બાહેરનો ઠઠેરો–બાતેનનુ પોગળ.

સંગીન કેળવણીની ગેરહાજરીમાં ધર્મ તથા નીતીનાં શીક્ષણ વીના છુટાપણું ભોગવવાને લાયક થવા આગમચ જોઇતા અંકુશો ખેંચી લેવાવાથી આપણી કોમ આજે આ હાલતે પુગી છે. હવે આપણે સમજી શકીયે છીયે કે જે બહારના ફેરફારોને આપણે સુધારાનું નામ આપ્યું છે તેઓએ આપણી ઉપર શી અસર કરી છે. આપણે આપણા વડવાઓ કરતાં જ્ઞાનમાં

આગળ વધ્યા છીયે એ ના પાડી શકાશે નહી. કેટલી અણુઘટતી રીત-ભાતો આપણે ત્યાગ કરી છે એ ના પાડી શકાશે નહી. કેટલીક બાબદમાં લાયક ફેરફારો કરી આપણે સુધર્યા છીયે એ ના પાડી શકાશે નહી. પણ બીજી ઘણીએક બાબદોમાં આપણાં મન ઉપર માઠી અસર થઇ છે, એ પણ ના પાડી શકાતું નથી. પોશાકનો ભપકો કરી, ચલકતાં બુટ, લાકડાં જેવું સખત શરટ, બ્રેસીસ તથા નેકટાઇમાં સજ થઇ માથાં ઉપર ફાંકડો સેંથો પાડી મુછના ખરા આંકડા તથા અભીમાન ભર્યા ડોળાઓ સાથ ભપકામાંજ ગોટપીટ કરનાર પારસી માટે વારંવાર આપણાં મગજમાં સવાલ ઉત્પન્ન થાય છે. “ભાઇ આ તો બધું ઠીક છે પણ આ બહારના ઠાઠ ઠઠેરા ઉપરાંત કાંઇ અંદરની સંગીનતા તમોએ ગ્રહણ કરી છે કે નહી?” અને વારંવાર અફસોસ સાથ માલમ પડશે કે આ બહારના ફેરફારે મગજમાં હવાઇ ધુંઇ ઉત્પન્ન કરી છે. અવીચારી છેકેલપણું, સડેલ સ્વતંત્રતા, અભી-માન તથા દુર્ગુણોને ઉત્તેજન આપ્યું છે અને ઠરેલપણું, નમ્રતા, સચ્ચાઇ અને સાલેસાઇને બાજુએ નાખી છે. અનેક જાતના સણગારવાળું ફેશનેબલ બદીઆન, ઘાઘરાલેકી સાડી, ઉંઘાડું માથું, બાલના પફ તથા રંગેલાં મોઢાં સાથની આપણી ‘સુધરેલી’ બાનુને જ્યારે જોઇયે છીયે ત્યારે સવાલ થાય છે “આ તો બધું ઠીક છે મારી બહેન, પણ આ સઘળી ચાઇચાઇઓમાંજ તમારી દુનીયા સમાઇ છે કે કાંઇ વીદ્યા, ફીલસુફી, ધર્મ વીશે સંગીન જ્ઞાન તમોએ સંપાદન કર્યું છે? માતા, ધણીઆણી, બહેન બેટી તરીકેની ફરજો તમારાં વડીલો કરતાં વધુ સમજવા લાગ્યાં છો?” અને વારંવાર દલગીરી સાથ માલમ પડશે કે આ ચળકતા બહારના દેખાવની પેલી મેર સઘળું ખાલી છે, ઉછાછળાપણું, છાલકું મગજ તથા અભીમાન છે ખરાં, પણ મર્યાદા, નમ્રતા, સાલેસાઇ તથા પરમાર્થ હવામાં ઉડી ગયાં છે. આ રીતે બહારના ફેરફારોએ મગજ ઉપર માઠી અસરો કેટલેક દરજ્જે કરી છે આમ આપણને માલમ પડે છે.

## આ દરદોના લાયક ઇલાજો.

આ હાલત જો આપણી થઇ હોય તો પછી તેને સુધારવાના ઇલાજો એકદમ લેવાવા જોઇયે છે. કોઇ સવાલ કરશે કે એ આપણી જીંદગી ગુજારવાની રીતમાં કરેલા બાહેરના ફેરફારો આ હાલત માટે કેટલેક દરજ્જે જવાબદાર હોય તો આપણે શા માટે પાછા અસલી રીવાજો ઉપર નહી જવું જોઇયે? જવાબ વળાશે કે આમ કરવું બની શકે એવું નથી. વખતના વહેવા સાથે, બીજી કોમોના સમાગમમાં આવવાથી, કુદરતના

કાયદાની શોધોમાં આગળ વધવાથી, પશ્ચીમ તરફના વીચારો તથા વીદ્યાના સંબંધમાં આવવાથી, આપણી જીંદગી ગુજારવાની રીતીમાં ફેરફાર થવોજ જોઇયે. ચુંઇની ડગલી, તથા કપાળ ઢાંકી નાખે એવાં માથાંબાનાં હવે ચાલવાનાં નથી એ દેખઇતુજ છે. લાયક ફેરફાર હવે થવોજ જોઇયે પણ એ ફેરફારો આપણા મન ઉપર માઠી અસર ન કરે તે કાજે નીચલી ચીજોની જરૂર છે.

## કેળવણીના ધોરણમાં ફેરફાર.

(૧.) કેળવણીનાં ધોરણમાં ફેરફાર. ફક્ત મનને કેળવવામાં તથા પાઠો ભરડાવી પરીક્ષામાં તે પોપટની માફક બોલી આવી ડીગ્રી લેવામાંજ કેળવણી સમાપ્ત રહેવી જોઇતી નથી. માણસના બીજા વીભાગો ઉપર લાયક લક્ષ અપાવું જોઇયે છે. કસરતો, રમતો વગેરે સાંધનો મારફતે તનને કેળવવા ઉપર ઘણું લક્ષ દેવાવું જોઇયે છે, પણ મુખ્ય ધ્યાન ખાસીયતની કેળવણી ઉપર આપવાની જરૂર છે. નીતી સંબંધી શીક્ષણો દરેક નીશાળમાં દાખલ થવા જોઇયે અને ફકત પરીક્ષા પસાર કરાવી તન તથા નીતીમાં ગમે એવા નબળા છોકરાઓને બહાર કહાડી આપવાનીજ એ કેળવણી ખાતાંઓના વડાઓની ફરજ હોવી જોઇયે નહી. તેઓએ મનની કેળવણી ઉપરાંત, નીતીની તથા તનની કેળવણીમાં પણ પોતાના નીશાળીયાઓની શરેશટાઇ દેખાડવી જોઇયે. નીતીની કેળવણી ધર્મની કેળવણી સાથ નીકટ સંબંધ ધરાવતી હોવાથી દરેક કોમ સારૂં પોતપોતાના ધર્મની કેળવણી સારાં સંગીન ધોરણ ઉપર દરેક શાળામાં આપવી જોઇયે. આવી કેળવણીની જરૂર મુસલમીન તથા હીંદુ કોમમાં સ્વીકારાઇ ગઇ છે, એટલુંજ નહી પણ તેવાં ધોરણ ઉપર કામ કરતી અલીગઢની મુસલમીન કોલેજ તથા બનારસની સેંટ્રલ હીંદુ કોલેજ જાણીતી થઇ ચુકી છે. દલગીરીની વાત છે કે બીજી બાબદોમાં અને અકસર કરી કેળવણીની બાબદમાં આજ સુધી પહેલાં પગલાં ભરનારી પારસી કોમે આ સંગીન બાબદમાં પહેલ લીધી નથી. પણ હવે વખત આવી પુગ્યો છે કે જ્યારે એક સેંટ્રલ પારસી કોલેજની સ્થાપના થાય, જેમા પવીત્ર અવસ્તાવાણીના માથ્રોના ઉચ્ચારો સાથ નીશાળ યા કોલેજનું રોજનું કામ શરૂ થાય, જેમાં જરથોસ્તી ધર્મ તથા નીતીનાં શીક્ષણો ઉપર રોજ વખત રોકવામાં આવે, બીજા ઇતીહાસો પહેલાં ઇરાનનો ઇતીહાસ શીખવવામાં આવે, અને જેમાંથી બહાર નીકળતા જવાનો પોણા ઇંગ્રેજ તથા પા પારસીના કઢંગા મીશ્રને બદલે તસુએ તસુ જરથોસ્તી તરીકેજ બહાર પડે. ભાગ્યશાળી હશે તે જરથોસ્તી કે જે આવાં

એક શુભ ખાતાં સાથ પોતાનું નામ જોડી આપશે, ખરી અમર્ગી મેળવશે તે પારસી જે પોતાના પૈસા પોતાની કોમને જાળવવાનાં આ અમુલ્ય સાધનને પાર પાડવા પાછળ રોકશે. સખાવતમાં મશહુર થયલા મારા હમદીન ભાઇઓ, આના જેવાં બીજાં કયાં શુભ કામમાં તમો તમારા પૈસા રોકી શકશો? આરપીટલો, વરક કલાસો, સસતાં ભાડાંનાં ઘરો એ સર્વે દરદ થયા પછીના તેના ઉપાયો કરવા માટે છે, પણ આ પારસીઓની સેંત્રલ કોલેજ તે દરદોનાં કારણો દુર કરી પારસી કામની આત્મીક તનદરોસ્તીને વધારશે અને એના કરતાં વધુ પુન્યનું, વધુ બખતાવર, વધુ આશીરવાદ પામતું તથા બરકત આણતું કામ બીજું શું વીચારી શકાય?

## પારસી કન્યા કેળવણી.

(૨.) છોકરાઓની કેળવણીમાં જો આવા ફેરફારોની અગત હોય તો પછી છોકરીઓની કેળવણીનાં ધોરણમાં તો ઘણાજ ફેરફારોની જરૂર છે. પહેલાં તો તેઓની કેળવણી છોકરાઓની કેળવણીનાં ધોરણ ઉપરજ શાને માટે હોવી જોઇયે, આજ સવાલ કરી શકાશે. શા માટે તેઓનાં જીગરમાં, જીવતોડ મેહેનત કરી, બીનઅગત્યની બાબદોમાં રગડાઇ, કોમળ શરીરની હાની કરી, છોકરાઓ જે પરીક્ષાઓ આપે છે તે પરીક્ષાઓ પસાર કરવાની હોંશ ઉત્પંન કરવી જોઇએ? છોકરાઓએ દુનીયામાં પડી કમાવું છે, કુટુંબ પાળવું છે, માટે તેઓએ ડાકટર, વકીલ, ઇજનેર વગેરે ધંધાઓ માટે લાયકાત મેળવવી બરાબરજ છે. અને તે માટે મહેનત કીધેલી ઉપયોગી છે. પણ છોકરીઓએ દુનીયામાં બીજોજ પાત્ર ભજવવો છે. તેઓએ ધણીઆણી તરીકે, માતા તરીકે, બહેન તથા દીકરી તરીકે પોતાની ફરજો બજાવવી છે. ધણીના ઘરનો કારોબાર કરકસરથી, ચાલાકીથી ચલાવવો છે, તનદરોસ્ત તથા નીતીમાન બાળકોની ભેટ પોતાની કોમને આપવી છે, તે બાળકોનાં કુમળાં મગજો ઉપર નાનપણથી નીતીની તથા ધર્મની છાપ નાખી તેઓને નેક તથા અશો બનાવવાં છે. આ જેગ બાનુઓની પવિત્ર ફરજ તેમ તેમનો તે અમુલ્ય હક છે. આને લીધેજ માતાઓને 'maker of the nation "પ્રજાને બનાવનારાં" તરીકે ઓળખાવ્યાં છે. કોમનો યા પ્રજાનો આધાર આ મોતેબર કારણોસર તેની બાનુઓ ઉપર મોટે દરજાજે લટકેલો છે અને એ ફરજો લાયક રીતે બજાવવામાં બાનુઓની મોટામાં મોટી મોજ, તેમજ ગંભીરમાં ગંભીર જવાબદારી તેઓએ પોતે ગણવી જોઇયે છે. તે ઇશ્વરી હકોને તેઓએ ઘણી સાવચેતીથી જાળવવા જોઇયે છે અને તે હકો બરાબર ભોગવવાને લાયક બનવા તેઓએ સઘળી

કોશેશો કરવી જોઇયે છે. સ્ત્રી ઘરનો સંસાર છે, સ્ત્રી ધણીનો રાહબર ફરેસ્તો છે. માતા બચ્ચાંઓ સારૂ એક રીતે ખોદાની જગ્યા રાખે છે, અને અને આ મોટા હકો તરફજ બાનુઓનું સઘળું લક્ષ ખેંચાવું જોઇયે. તે હકો ભોગવવા તથા તે ગંભીર ફરજો બજાવવામાંજ તેઓએ લીન થયલાં રહેવું જોઇયે અને પોતાની અંગની મોજમજાહ તથા પોતાના શોખો પુરા પાડવાની હોંશનો જાતીભોગ આ મહાન કાર્યો ખાતર અંતઃકરણની ખુશાલી સાથ આપવો જોઇયે છે. જે કોમની ધણીઆણીઓ તથા માતાઓ આવા ઉમદા વીચારો ધરાવશે તે કોમની જય જય અને જયજ છે એમાં સંદેહ નથી. દરેક વીચારવંત શખસ આમ કબુલ કરશે, ઇતીહાસનો દરેક સફો તેના પુરાવામાં અચુક ગવાહી દેશે, માટે સ્ત્રી કેળવણીની પહેલી તેમજ છેલ્લી નેમ આપણી છોકરીઓને ધણીઆણી તથા માતા તરીકે તેઓએ કોમમાં જે અગત્યના ભાગ બજાવવા છે, તથા કોમનાં ભવીષ્ય ઉપર જે મોટી અસર ઉપજાવવી છે તે માટે તેઓને સર્વે રીતે લાયક બનાવવાની હોવી જોઇયે. એક સ્ત્રીના શ્રંગારમાં મર્યાદા, નમ્રતા, સાલેસાઇ, પોતાનાં મન ઉપર કાબુ, શરમાલપણું તથા ખામી વીનાની નીતી એ મુખ્ય છે અને જેની કેળવણીનું ધોરણ આ ગુણો આણવા તરફ પુરતું લક્ષ દેતું ન હોય તે બેશક ખામીભર્યું ગણાવું જોઇયે. છોકરીઓને કેળવવામાં ત્યારે છોકરાઓની સાધારણ પરીક્ષા પસાર કરવાની નેમ સદંતર રહેવી જોઇયેજ નહી, છોકરીઓની કેળવણી તેઓની ફરજોને અનુસરતી બજાવવી જોઇયે, તે કેળવણીમાં ધર્મ તથા નીતીનાં શીક્ષણે છોકરાઓની કેળવણી કરતાં પણ વધુ ભાગ બજાવવો જોઇયે, તે કેળવણીમાં સ્ત્રીના ખાસ સદગુણો બહાર આણવા તરફ મુખ્ય લક્ષ અપાવું જોઇયે, તે કેળવણીમાં તનદરોસ્તીના નીયમો, રાંધણકળા, સીવવા ભરવા વીશેનું જ્ઞાન, ઘર ચલાવવાની રીતભાતો, વૈદક વિદ્યાના સહેલા નીયમો તથા દરદીની સારવાર કરવાની રીતો, અકસમાત વેળા કરવા જોઇતા તરતના ઉપાયો વીશેનું જ્ઞાન, બચ્ચાં ઉછેરવાની તરતીબો અને એવી મતલબની બાબદો સમાઇ જવી જોઇયે છે. એ ઉપરાંત વીદ્યા વીશેનું સેહેલ જ્ઞાન, થોડુંક ગણીત, થોડુંક સાહીત્ય, સાધારણ ઇતીહાસ (જેમાં અસલી ઇરાની ઇતીહાસ મુખ્ય જોઇયે) એમાં મનની કેળવણી તરીકે ઉમેરાવો જોઇયે છે, અને સેવટે ગાયન અથવા ચીત્રકળાના સુંદર હુન્નરનું જ્ઞાન ભેળવાથી સ્ત્રી કેળવણીનુ પ્રોગ્રામ પુરૂં થયલું ગણાશે. દીલ ઉશ્કેરનારી તથા બુરી લાગણીઓ ઉત્પન્ન કરનારી વારતાઓથી ખાસ આપણી છોકડીઓને દુર રાખવાની જરૂર છે. અને આ બાબદમાં આજના છાપાવાળાઓ જેટલી સંભાળ લે તેટલી થોડી છે.

(૩) બાળ કેળવણી—હાલમાં આપણાં બચ્ચાંઓને ઘરમાં કાંઇ નહી જેવી કેળવણી અપાય છે. મોટા મોટા પગારો આપી જે શીક્ષણ લેવા તેઓને નીશાળમાં મોકલવામાં આવે છે તેજ પાછું ઘરમાં શીખવવા ખાનગી શીક્ષકો રોકવામાં આવે છે ખરા, પણ ઘરની અંદર માતપીતા વૃદ્ધ ભાઇ બહેનો તરફથી પ્યારના મગમગતા હારમાં વીટળાયલી જે ધર્મ તથા નીતીની કેળવણી બાળકોને આપવી જોઇયે તે આજે ગેરહાજર છે. મહીને દીવસે અમુક પગાર ખીસામાંથી કહાડી આપ્યો એટલે બાળકો તરફની તેમની ફરજ પુરી થયલી આપણા માબાપો ગણે છે. પણ આમ હોવું જોઇતું નથી. ઘરમાં માતપીતાના તથા ભાઇ બહેનોના મોહોબતવંતા સમાગમમાં ચાલુ વર્તણુક, દાખલા તથા માયાવંત સમજાવટથી ધર્મ તથા નીતીની જે છાપ નાનપણથી કોમળ વયમાં પડશે તે આખી ઉમર સુધી એક સુંદર રાહબર તરીકે તે બાળકોની સાથે રહેશે.

(૪) સાદી જીંદગી તથા ઉમદા વીચાર. જીંદગી ગુજારવાની રીતી જેમ સાદી તેમ સુઘડ થવી જોઇયે છે. બીન જરૂરની ચીજોને જીંદગીની હાજતો બનાવી ખાલી ખરચો વધારવા જોઇતા નથી. આપણા પોશાકમાં, આપણા ફરનીચરમાં, આપણા ખોરાકમાં, સાદાઇ, સુઘડાઇ તથા સ્વચ્છતા અખત્યાર થવી જોઇયે છે. ફેશનના કાંટાવાળા દૈત્યને મજબુત મનની નીરંગ ભણી આપણા ઘરોમાંથી એકદમ ડામો કરવો જોઇયે છે. જયાંગી ઘંતરાટ ભર્યો, લખલુટ ખરચવાળો, છાલકાં મનની ગવાહી દેનારો કારોબાર જણાય ત્યાં તેની તરફ કોમનો અણગમો જાહેર થવો જોઇયે છે. આપણા શ્રીમંતોએ આ બાબદ ઉપર ખાસ લક્ષ આપવું જોઇયે. પૈસાવાળાઓની પુઠે મધ્યમ વર્ગ, અને તેમની પુઠે નીચલો વર્ગ તણાયા કરે છે, માટે દોલતમંદો જો સાદાઇ અખત્યાર કરે તો જેમ તે વધુ વખાણને પાત્ર થશે તેમ તે બીજાઓને નેક ધડો આપવાનું પુન્ય હાંસલ કરશે. આ બાબદમાં ઘણો ખેદભર્યો દેખાવ આપણાં નાનાં બચ્ચાંઓના બાબમાં આપણે જોઇયે છીયે. નાનપણથી આપણાં બાળકોને એસકી પોશાકોમાં સજાવવામાં આવે છે, નીશાળે જતા છોકરાઓ નેકટાઇમાં સજ થયલા આપણે જોઇયે છીયે એટલે મોટપણે તેઓ ભભકાટભર્યા પોશાકો પસંદ કરે તેમાં નવાઇ શી? નાનપણમાં તો પોશાક એકદમ સાદો હોવો જોઇયે, અને માતપીતાએ પોતે સાદી જીંદગીનો ધડો ઉછરતી ઓલાદને આપવો જોઇયે. આમ થવાથીજ ખર્ચ ઘટશે, આવકમાંથી ઉગારો થશે અને ગરીબાઇ દુર થતા માંડશે.

(૫) જીંદગીની ઉમદા નેમ (ideal)--મોજશોખોને હદમાં રાખવાની જરૂર છે. આ જીંદગી રમતગમતમાં કહાડવા આપણે જન્મ પામ્યા નથી.

નાટકો જોવા, તમાશાઓમાં મહલાજો જળવાય યા ન જળવાય છતાં દોડી જવા, આઇસક્રીમ, કેક વગેરે મીસ્ટાંનો ઉપર મારો રાખી જીભને પંપાળવા આપણે જન્મ લીધો નથી. આપણી જીંદગી હેવાનોથી શરેશટં ગણાય છે કારણુ આપણે નીતી તથા મનશક્તીના ઉંચ ગુણો ધરાવ્યે છીયે અને તે કેળવવાને ખાતરજ આપણને મનુષ્ય દેહ મળી છે, જેનો સંપુર્ણ ઉપ્યોગ કરવાને આપણે બંધાયલા છીયે. આ સઘળાંને ખાતર જીંદગીની કાંઇ ઉમદા નેમ ધ્યાનમાં રાખવાની જરૂર છે. આપણી કોમને માટે આ નેમ 'અશોઇ'-ના વાહલા શબ્દમાં સમાઇ જાય છે. અશોઇ શબ્દ, અષ અથવા અર્દી-બેહેસ્ત અમેશાસ્પંદ સાથ તાલુકો ધરાવે છે અને એ અમેશાસ્પંદ અહુર-મજદના કાયદા ઉપર મવકલ છે. અહુરમજદનો તમામે જગતની વૃદ્ધી કરવાનો કાયદો સમજી તે કાયદામાં હમકાર થવાનો આપણો ધર્મ છે અને આ આપણી કોમને માટે જીંદગાંની નેમ હોવી જોઇયે જે તરફ દરેક વીચારો વચન તથા કાર્યથી જવાને આપણે તજવીજ કરવી જોઇયે. આ વરધીનાં મહાન કાર્યમાં આપણો પોતાની ખાસીયતોને સુધારી નીતીમાં આગળ વધવાનું કામ હાલને તબક્કે અતી અગત્યનું છે. માટે આપણી પોતાની તથા આપણી કોમની નીતી ધોરણ વધારવામાં અશોઇ મોટે દરજ્જે જળવાયલી ગણાશે. નેક વીચારોથી, નેક વચનોથી, નેક કામોથી, સાદી, સુઘડ, પવીત્ર જીંદગીથી, પરમાર્થ તથા સખાવતનાં નેક કામોથી, ખુદાની એબાદત તથા બંદગીથી અશોઇમાં વધવું એવી જીંદગીની નેમ આપણાં બાળકોનાં મન ઉપર નાનપણથી ઠસાવવાથી આપણી કોમનું ભવીષ્ય પ્રકાશીત થશે. અને એ વલણ ઉપરજ આગળ વધવાને ખરો સુધારો આપણે કહી શકીશું. ખરો સુધારો આપણા મનના વીકારો, તથા બુરી વલણોને તાબે કરવામાં સમાયો છે. ખરો સુધારો આપણા નેક ગુણોને વધારવામાં સમાયલો છે, ખરો સુધારો સંગીન જ્ઞાન મેળવવામાં તથા તેનો દુનીયાના કલ્યાણ અર્થે ઉપ્યોગ કરવામાં સમાયલો છે. ખરો સુધારો રોજ-બરોજ ગનાગીનોની ફોજની કતલ કરી સ્પેનામીનોનાં લસ્કરનું બળ વધારવા માં સમાયલો છે અને તેમાંજ—અને બીજા કશામાં નહી—જીંદગીનુ સાચુ સુખ સમાયલું છે. આ શાસ્વત સુખના અમ્રત ઝરા તરફ, નહી કે હાલા મોજમજાહના મૃગજળ ઓળા તરફ, લઇ જનારા સાંધનોનેજ સુધારાનુ નામ ઘટે છે, બીજું સઘળું ખાલી, પોકળ, દમ વીનાનું છે. તે બહારની સોભણુ સાભણુ સાથ ભીતરના સડાને લઇ આવે છે. ખુદા કરેને આપણે આવી છેતરનારી ચાઇ ચાઇઓથી દુર રહી, તેના ખરાબા ઉપર આપણી

કોમનાં જહાઝને નાશ પામતું બચાવીએ તથા ધર્મ અને નીતીની વલણો-વાળા સંગીન સુધારાના સુખવાસી કીનારા તરફ આપણી કોમની કીર્તીને ખુશાલી સાથ હંકારીયે?

Enter the Path ! There is no grief like Hate !
  No pain like Passion, no deceit like Sense.
Enter the Path ! far hath he gone, whose foot
  Treads down one fond offence.
Enter the Path ! There spring the healing streams,
Quenching all thirst ! There bloom the immortal flowers,
Carpeting all the way with joy !
There throng swiftest and sweetest hours . . . . .

SIR EDWIN ARNOLD.

(અશોઇના) માર્ગમાં દાખલ થાવો! બીજાઓને ધીક્કારવાના જેવુ બીજું કાંઇએ ભુંડું દુખ નથી, હવસના જેવું બીજું બુરૂં દરદ નથી, ઇંદ્રીઓના જેવું બીજું કાંઇએ ખોટારૂં નથી.

(અશોઇના) માર્ગમાં દાખલ થાવો! જેણે પોતાના પગ તળે એક વાહલી એબને કચડી નાખી છે તે (અશોઇના માર્ગમાં) ઘણો આગળ વધ્યો છે!

(અશોઇના) માર્ગમાં દાખલ થાવો! સઘળી પ્યાસ સદાની છીપાવનારા અમરત ઝરાઓ ત્યાં વહે છે! નહીં કરમાય એવાં સુગંધી ફુલો ત્યાં ખીલે છે જે આખા માર્ગને ખુશાલીથી ભરપુર કરે છે! સર્વેથી ઝડપવાળા તથા સર્વેથી સુખવાસી દીવસોનાં ટોળેટોળાં ત્યાં ભેગાં થયલાં છે!!

—(સર એડવીન આરનોલ્ડ.)

